## ઈશ્વરની કૃપા તથા આપત્તિ વિષે

(છપ્પા)

દીકરી કેડે દામ, ખરચી જોબનમાં રાંડે,
જન્મ કુંવારા જાય, પછી ઘડપણ ઘર માંડે,
મૂકે નીરમાં નાવ, બને એવું કે બૂડે,
ધણી પકવે બહુ ધાન, આવી ગામોતર ગૂડે,
મનના મનસૂબા મન રહે, વિચાર્યું વાયે જાય છે;
મન મમત ઘણો મૂરખ કરે, કર્તાનું કર્યું થાય છે.

જે બેસે ગજશીશ, ચરણ અણવાણે ચાલે,
ન જુએ તડકો ટાઢ, ફરે દાવાનળ ઝાળે,
જે ઘેર લાખ કરોડ, વ્યાજ ભરતા તે દીઠા,
સૂતા પુષ્પની સેજ, કાસદાં કરે વરીઠા,
છે એવી અકળ ગતિ દેવની, સુખ ત્યાં દુઃખ આવી પડે;
શામળ કહે સઘળાં માનવી, સાંખે દુઃખ જે શિર પડે.

(દોહરા)

બતો કહે સુણુ ભામની, તજ મન ચિંતા શોક;
ગમ્યું થાય જગદીશનું, ડહાપણ કરવું ફોક.

(દોહરા)

કો વેળા નવ નિદ્ધ ઘરે, કો વેળા નહિ દામ;
કો વેળા સેવક સહુ, કો વેળા પરકામ.
કો વેળા ખટરસ સહિત, પેર પેર પકવાન;
કો વેળા કષ્ટે મળે, મઠ, કુશકા ખડધાન.
કો વેળા ગજ ઘોડલા, છત્ર ચામરની છાંય;
કો વેળા પગ પાડવે, તાતી વેળુ માંય.

કોતક મંદિર મહેલમાં, સુખ સજ્યા ફૂળફુલ;
કો વેળા આલોટણું, ધરણી કંટક ધૂળ.
કોતક પટકુળ પામરી, મોઘે મૂલ્ય મગન;
કો વેળા રણુ રખડવું, નિર્લજપણે નગંન.
કો વેળા પરવત ટપે, સમરથપણે શરીર;
કો વેળા દેહ દામણી, ન પીએ હાથે નીર.
કોતક કેસર અરગજા, વપુ ઓપાવે વર્ણ;
કો વેળા કિંકર થઈ, ચાંપે પરના ચરણ.
કોતક માણુક મોતીના, હૈયે હાટક હાર;
કરે કો સમે કાસદું, ભારો માથે ભાર.
કો વેળા અશ્વે ચડે, દીવાન થઈ દિલ દીશ;
કો વેળા ગર્ધવ મળે, પડે મોજડાં શીશ.
કો વેળા ધ્વજ ધર્મની, સદાવ્રતની શીખ;
કંગાલ થઈને કરગરે ભટકી માગે ભીખ.
કોતક પંચ પ્રમાણમાં, મોટા આપે માન;
કોતક દેશવટો દિયે, કથન સુણે નહીં કાન.
સભા સમાની છાંયડી, સુખદુઃખ અપરંપાર;
પુણ્ય પાપ બે જોડ છે, એમાં શો અહંકાર?
સાત સપૂત શોભિત સદા, મોટા જન દે માગ;
વપુ પડતાં તે વાંઝિયો, કોઈ ન મૂકે આગ.
મારું મારું સુખ કહે, તારું ન મળે તન;
પુષ્પ પરવારે રણુ અટે, દિવસ પાધરે ધન.
પુણ્યાઈનું ફળ સુખ છે, પાપ દુઃખની પેર;
પૂર્ણ કોઈ અમૃત પીએ, કોઈ હળાહળ ઝેર.
સુત સમૃદ્ધિ શરીરનો, કરશો ગર્વ ન કોય;
ભલે મળ્યું તે ભોગવો, છાયા ફરતી હોય.

રાણી દાશરથી તણી, સમારે દાસી શરીર;
અરણ્યમાં અર્ભક જણ્યો, ન મળે અન્ન કે નીર.
રઘવાઈ રઝળી રણ વિષે, જળ કારણ તે જાય;
પડત પડે ચડતે ચડે, દૈવગતિ કહેવાય.

### હિંમત વિષે

(છપ્પો)

હિંમત મૂકે હાણ, હિંમત મૂકે તન ધ્રૂજે,
હિંમત તજે જીવ જાય, સરસ રસ્તો નવ સૂઝે,
હિંમત મૂકે હમેશ, જરૂર જર ને જશ જાય,
હિંમત મૂકે દામ, લેણના દેણા થાય,
હિંમત મૂકયાથી હારિયે, ભડકી વેણ ન ભાખિયે;
કવિ શામળ કહે છે સર્વદા, હૃદયે હિંમત રાખિયે.

### ગરજ વિષે

(છપ્પા)

ગરજે જાય વિદેશ, ગરજ શિર ભાર ઉપાડે,
ગરજે વાજાં વાય, ગરજ તરવાર વજાડે,
ગરજે ગુણ ગમાય, ગરજથી ધન પણ ધીરે,
ગરજે મોંઘો માલ, નાખશે ઊંડે નીરે,
પામર જનને પિતા કહે, માઠા સંગ રહે મળી;
કવિ શામળ ભટ સાચું કહે, ગરજ જ સાકરથી ગળી.
ગરજે ઘેલા સાથ, જાય ડાહ્યો પણ દહાડી,
ગરજે નીચ ઘર ઊંચ, લેજ લાખેણી લાડી,
ગરજે પંડિતરાય, મૂરખની માને સેવા,
લક્ષપતિ તજી લાજ, ગરીબ ઘેર જાયે લેવા,
વળી ગરજે ગર્વ ઘટે ઘણો, ગરજે રોષ મૂકી રૂહે;
કવિ શામળ કહે વશ ગરજને, કવરણને કાકો કહે,

ગરજે સહુ વિષ વિષમ, પિયે છે પૂરણ પ્રીતે,
દંભી જનને દેખી, નમે નર ગરજે નિત્યે,
ગરજે નિર્મળ નાર, લાજ લાખેણી લોપે,
ગરજે સુમની સેવ, ચાહે છે ચિત્તથી ચોપે,
રાજા પણ ગરજે રંક ઘેર, પાળે પગલે પરવરે;
કવિ શામળ ભટ સાચું કહે, નેવ નીર મોભે ચડે.
ગરજે ગુણકા નાર, જઈ નર આગળ નાચે,
ગરજે ઓડે હાથ, ગરજ જાચક થઈ જાચે,
ગરજે ગુણીજન થાય, ગાય ગુણવંતા ગીત,
ગરજે શત્રુ સાથ, પરાણે માંડે પ્રીત,
નીરમાં મૂકે છે નાવડાં, તે બૂડે કિંવા તરે;
કવિ શામળ કહે ગરજે સહુ, કૂડું કે રૂડું કરે.

## સારા તો જવલ્લે કોઈ હોય

(૭૫૫)

દાતા કોઈક દેશ, કૃપણ જગમાં બહુ જાહેર,
શૂરા કોઈ સમર્થ, કોટીધા કુડા કાયર,
પુણ્યનો કયાંઈ પ્રવેશ, પાપીનાં પૂર વહે છે,
સતવાદી સતી કોઈ, કલંકી કોડ ચહે છે,
હરમે હરમે હીરા નહિ, પુરપુર પાદા પાણ છે;
જાણો વીરલા જશવંત નર, અસંખ્ય પુરુષ અજાણ છે.
શેરી શેરી બહુ શ્વાન, સિંહ સાંભળિયે કાને,
સપૂત સહસે એક, કપૂત કોટી અનુમાને,
સદ્‌વિદ્યા કયાંઈ શેષ, અવિદ્યા અતિ આડંબર,
ધાતુવાદી કો ધીર, ધૂર્ત જૂઠા જગ અંબર,
કવિજન સાચો તો કોઈ છે, મૂર્ખ કવિ બહુ માણતા;
શામળ લોક બહુ સવારથી, પરમારથ કો જાણતા.

બહુ બાંધે હથિયાર, તાણવા વેળા ત્રાસે,
બોલે બોલ અતોલ, નાણું ખરચ્યાથી નાસે,
ખાય પિયે જન ખૂબ, હોય ખવરાવે આંપણુ,
સત્ય કોઈ શાહુકાર, ઓળવે આપી થાપણુ,
બકવા કરે બોલ બકે બહુ, પાળે કોઈક પૂરપતિ;
નૂર રાખે નરપતિ નામનું, રૂડી કરમની જે રતિ.

## પાપ-પુણ્ય વિષે

(છપ્પા)

પાપે પાપની બુદ્ધિ, પાપ અતિશે દુઃખ આણે,
પાપે મિત્ર કુમિત્ર, પાપ જુગતિ નવ જાણે,
પાપે કુલ કલંક, પાપથી પુણ્ય પળાયે,
પાપે વટલે વંશ, પાપ સહુ અવગુણુ ગાયે,
પાપે સુધર્મ ધારે નહીં, પાપ ભગાવે ભોગને;
શામળ કહે પાપે પામશે, રગતપીત સમ રોગને.
પાપ પૂજે પાખંડ, પાપી કુળહીણુ કહી જે,
પાપે સુખ વિછેદ, પાપથી કેદ રહી જે,
પાપે અંધ અપંગ, પાપથી દુર્બળ દેહે,
પાપે અપજશ પૂર્ણ, પાપ અવગણુનું ગેહે,
પાપે પરિગ્રહ પ્રિછાય નહિ. (રગ રગ વેઠે રોગને;)
શામળ કહે ફળ એ પાપનાં, (પાપ ન જાણે જોગને.)
પુણ્યે નાસે પાપ, પ્રજા શુભ પુણ્યે પામે,
પુણ્યે પ્રસરે કીર્તિ, વેદના પુણ્યે વામે,
પુણ્યે નહિ ગ્રહદોષ, પુણ્ય સજ્જનનું ભૂષણુ,
પુણ્યે દેહ ન દંડ, પુણ્ય નિર્મળ નિર્દૂષણુ,
વળી પુણ્ય થકી લક્ષ્મી મળે, પુણ્યે પાપ બધું બળે;
શામળ કહે પુણ્યપ્રતાપથી, તાપ ત્રિવિધ તનના ટળે.

છાનું કરીએ પાપ, જગત બાધું તે જાણે,
છાનું કરશે પુણ્ય, મોજ મહિમા તે જાણે,
છાનું ખાધે ઝેર, લે'ર તે વેળા લાગે,
છાનો કરડે નાગ, પલક પાણી નવ માગે,
જપ, તપ કે સાધન જોગનું, તે છાનાં કરવાં ઘટે;
અન્યાય અધર્મ ગુપત કરે, તેનું માન તુરત મટે.

છાનો કરડે નાગ, જોરથી ઝેર ચડે છે,
છાનું વાસે વેર, પેઢી પછી વિપત્ત પડે છે,
છાનો કરડે વીંછી, ચિતમાં લાગે ચટકો,
છાનો પાવક પડે, ભયાનક લાગે ભડકો,
જે છાનાં પાપ જગત કરે, જરૂર તે દુઃખ જોગવે;
પણ છાના પુણ્યપ્રતાપથી, ભલાં સકળ સુખ ભોગવે.

## બોતેર કળા વિષે

(છપ્પા)

ચિત્રકળા[1] પોશાક[2] પાગ[3]બંધન, કૃતિપાકે,[4]
જમવું[5] તરવું[6] નીર, સ્નાન[7] જીતવું વદી વાકે,[8]
ભરવે ભાવ[9] પલંગ, બેસવું[10] સુવું[11] સેજે,
બોલવું[12] હીંડવું[13]હોડ,[14]દેવપૂજન[15] અતિ તેજે,
ધરવા અંગે શણગાર[16] શુભ, તિલક[17] કરે દીઠું[18] કરે;
ભખવું[19] ને લેવું[20] લાજવું[21] કળા એહકો મન ધરે.

કરવાં લેખા[22] કામ, કામ રળવું[23] જન રીઝે,[24]
રેવતી[25] વણજ[26] વિવેક, સત્ય[27] શૂરાપણ[28] લીજે,
ચડે[29] ઝાડ પર જુગતિ, પારધી[30] પરઠે પાપે,
પંખી[31] પાડે પલક, કહી મહેનત[32] કરી આપે,

હય વાહન[૩૩] કરે વિવેકથી, હાંકી જાણે હોડથી;
ઓષડ[૩૪] ને અમલ જ કેળવે, શામળ સુકળા જોરથી.

પરખે નરખે[૩૫] નેહ, બોલ સહુ ગમતા[૩૬] બોલે,
ન્યાય[૩૭] ચૂકવે નેટ, ધર્મની ધારણ[૩૮] તોળે,
ગાયે[૩૯] વાય[૪૦] વિવેક, ચાહુ[૪૧] ચોપગને ચિત્તે,
ઉપાસન[૪૨] આસન[૪૩] મંત્ર,[૪૪] જત્રો[૪૫] જપ નિત્યે,

પોષણ[૪૬] દોષણ[૪૭] ને દિલ હરણ,[૪૮] શરણાગતને[૪૯] રાખવું;
ચોરવું[૫૦] ચિત્તમાં[૫૧] ચેતવું, ભણી કળા સત્ય ભાખવું.[૫૨]

દાન[૫૩] માન[૫૪] અપમાન,[૫૫] જૂઠ[૫૬] જાણું પરખાવું,
સંચ[૫૭] પ્રપંચ પાખંડ[૫૮] દંડ દેવું[૫૯] ચિત્ત[૬૦] ચહાવું,
તજવું[૬૧] સમજવું[૬૨] સેવ,[૬૩] દેવ[૬૪] દર્શન પ્રિય મળવું,[૬૫]
કળવું[૬૬] રમવું[૬૭] રમત, દુઃખ[૬૮] સુખ શરીરે સહેવું,

વળી પ્રીત[૬૯] રીત પગ કાઢ્યો[૭૦] ખળ નવ[૭૧] જાયે ખેતરી;
નિત્ય સત્ય નામ[૭૨] દિલ રાખવું, સામળ કળા બહોતરી.

## છત્રીશ વાજાં વિષે

(છપ્પો)

તાલ[૧] મૃદંગ[૨] ત્રુઈ[૩] ઢોલ,[૪] ખાજ[૫] સારંગી[૬] સતારી,[૭]
વેળા[૮] વંશી[૯] જત્ર,[૧૦] તંબુરો[૧૧] ને ત્રોતારી,[૧૨]
કાંસી[૧૩] નરઘાં[૧૪] ભેર,[૧૫] નફેરી[૧૬] ડફ[૧૭] શરણાઈ,[૧૮]
ભૂગળ[૧૯] શૃંગિ[૨૦] કરણાટ[૨૧] ડાક[૨૨] ડમર[૨૩] ગોમુખાઈ,[૨૪]

ખંજરી[૨૫] મંજીરા[૨૬] મોરચંગ,[૨૭] શંખ[૨૮] ઉપંગ[૨૯] નોબત[૩૦] ભલી;
એક[૩૧] બે[૩૨] ચો[૩૩] ખટ[૩૪] નવ[૩૫] બારના,[૩૬] તારતણાં છત્રીશ મળી.

## સ્વભાવ વિષે

(છપ્પા)

કેસર ક્યારા માંહી, બરાસ કસ્તૂરી બહેકે,
પાછળ કનકની પાળ, લક્ષધા મોતી લેહેકે,
ગંગા ગોમતી નીર, ઝવેર જડીત્ર જ ઝારી,
સોળ ધરી શણગાર, સિંચે નરપતિની નારી,
એવી રીતે કદી ઊગિયો, લસણ છોડ ગંગાતટ;
બદબોઈ ઊઠે પણ બહુ ઘણી, શામળ સ્વભાવ નવ મટે.
જળ તરવાને તુંબ, અગ્નિ ઓલવવા નીર,
ભૂખનું ઓસડ અન્ન, બાળનું ઓસડ ક્ષીર,
તાવ ઓસડ ઉપવાસ, ગૂમડે ડામ જ દેવા,
વિવેક તો વશીકરણ, સમસ્ત પ્રકારે સેવા,
ઓસડ છે એકે એકનાં, કોડે કોડે કહું કથી;
ભૂંડા કે રૂડા સ્વભાવનું, શામળ કહે ઓસડ નથી.
કોઈ સ્વભાવે શીળ, તથા કોઈક તો તાતો,
કોઈ સ્વભાવે ઉદાર, કોઈ કરથી મદમાતો,
કોઈ નીર કો જુલમી, કોઈ દંભી કે ડાહ્યો,
કોઈ પાપી પુણ્યવંત, કોઈને વ્યસને વાહ્યો,
કો હરામીને કો હેતુવો, કો હસમુખો હરિ ઘડિયો;
શામળ સ્વભાવ જે જાતનો, પ્રથમ પડ્યો તે તો પડ્યો.
કોઈ વરણવે વેદ, ભેદ કો ભારે ભણિયો,
કો મૂરખ મહિપત્ય, કોઈ જ્ઞાનીમાં ગણિયો,
કોઈ કરે બહુ પુણ્ય, કોઈ કહેવાણા પાપી,
કોઈ સમજ્યા નહિ સત્ય, કોઈ જપમાળા જાપી,
કો સુખદાતા સંસારને, કોઈ નીચ સહુને નડ્યો;
શામળ સ્વભાવ પલટાય નહિ, પ્રથમ પડ્યો તે તો પડ્યો.

## કણબી વિષે
(છપ્પા)

પટલ પાસ પતશાહ, આપ જઈને કર જોડે,
પટલ પાસ પંડિત, જાચવા જઈ જશ જોડે,
પટલ પાસ સહુ આસ, માન મૂકીને માગે,
પટલ પાસ લખપતિ, લાલચે પાયે લાગે,
આપે છે પટલ પસાયતાં, જગ જિવાડણ જાણિયા;
પાતશાહ વધે નહિ પટલથી, વખાણિયે શા વાણિયા.

શેઠ હોય શ્રીમંત, હોડ કણબીથી હારે,
કણબી જેવો કોઈ, ધર્મ રૂડો નવ ધારે,
વણિક કોટિધ્વજ હોય, તોય ગણશે લખી લેખું,
દુર્બળ કણબી દાતાર, ડાહ્યો કે ઘેલો દેખું,
જે જાણ હશે તે જાણશે, અભિમાની મદ આણશે;
શામળ સીમા આપ્યાતણી, માગણ મોજે માણશે.

કણબી જેવો કોય, ન દીઠો મનનો મેહેરી,
અઢળક આપ્યે જાય, અહર્નિશ સાંજ સવેરી,
સૂપડે સાંખું સુરત, ખાય ખરચે ને ખેલે,
પરલોગી પરકાજ, રિદ્ધિ ખરચે રંગ રેલે,
ભોળો કણબી ભૂમંડળે, દેતાં પાછું નવ જુએ;
શામળ કહે બીજા બાપડા, રિદ્ધિ ખરચ્યા કેડે રુએ.

મળે કણબી જો કોઈ, જાચકો તેને જાચે,
બીજો હોય બળવંત, રખે કો તેને રાચે,
ન કહે કણબી નકાર, શરમમાં એ શરમાશે,
જો કદી નહિ અપાય, તોય કાયા કરમાશે,
બીજાની પેરે બળ કરી, ના પોકારી નહિ કહે;
શામળ કહે જૂનો સાર સો, પેરી કે કણબી રહે.

જાચક જે જશવંત, સુજશ કણબીના જોડે,
માગણ જે મહામૂલ્ય, હાથ હળપતિને ઓડે,
નર્તકી જે નવરંગ, નેક કણબી પ્રતિ નાચે,
બ્રાહ્મણ ચારણ ભાટ, જરૂર કણબીને જાચે,
તજી મેલ વણિકને વેગળા, એથી અર્થ તો નહિ સરે;
કર ઓડી જઈ કણબી કને, હળપતિ ક્રોડપતિ કરે.

વાઘથી બળિયો બળદ, પૃથ્વીનો ભાર ઉપાડે,
વાઘ હણે છે જીવ, બળદ તો જગત જિવાડે,
સૃષ્ટાએ રચિ સૃષ્ટિ, પ્રથમ તો કણબી કીધો,
ધોરી સજ્યો ધીર, બન્નેને ત્યાં વર દીધો,
ઉપાડો ભાર અવનિતણો, કરો કામ ખડ અન્ન જમો;
છત્રપતિ આદિ સહુ છોકરાં, ભાભા થઈ ભૂતલ ભમો.

(સોરઠો)

'કણબી કેડે ક્રોડ, કણબી કોઈની કેડે નહિ;'
ખરી એક છે ખોડ, ઊહુંતું ઓષડ નહિ.

## જુદી જુદી વાતો વિષે

(છપ્પો)

વાળંદને ઉર વાત, રહે નહિ છાની છપની,
વાળંદને ઉર વાત, રહે નહિ ખોટી ખપની,
અઢાર વરણે એક, અતીશે જાતજ ઓછી,
ન ગણે પુણ્ય કે પાપ, છકે તેની મતિ છોછી,
શિખામણ દઉં છું સર્વને, દેશ વાગશે ઢૂંઢિયો;
જો વાળંદ આગળ વારતા, કહી રૂડી કે ભૂંડિયો.

## ભાટી વિષે

( છપ્પો )

કેરે જમાની કોઈ, દસોંદી કોઈ કહાવે,
કોઈ વળાવે વાટ, કોઈ કીર્તિ ગુણ ગાવે,
કો પિંગળના પાઠી, કોઈ મીઠાશે મોંની,
કો પસાયતાં ખાય, કરે નહિ સેવા કોની,
*સનમાન મળે તો સાહેબી, અપમાને દિલમાં ડરે;*
કવિ શામળ ભટ કોડે કહે, ભાટ ભલી મોજો કરે.

## કોળી વિષે

( છપ્પો )

કોકિલ તો દાતાર, સ્વભાવે કોકિલ સગરો,
કોળી વલામણ વાટ, ન હોવે કોકિલ નગરો,
કોકિલ કોકિલમાંહી, કદી નહિ થાયે કૂડો,
જઈ ચોરે પરરાજ્ય, રાજ્યમાં તો રહે રૂડો,
ભેદે ભૂપતિ ભંડારને, શરણાગત સોડા સહી;
શામળ જાતિ કોકિલતણી, દીઠી વસ્તુ મેલે નહીં.

## સોની વિષે

( છપ્પો )

ચાહન કોળી ચોર, લહે તે ખાતર પાડી,
ચુગલ લોક પણ ચોર, લહે તે કરીને ચાડી,
વણિક જાત પણ ચોર, લહે મરડી દાંડીને,
કૃષિક જાત પણ ચોર, લહે ખેતર માંડીને,
એક કસબ ચોર કઈ કોટિધા, એ તો અપરમ્પાર છે;
પણ દહાડે ચોરે દેખતાં, સત્ય ચોર સોનાર છે.

(ચોપાઈ)

સોની કેરો એ જ સ્વભાવ, ન ચોરાય તો આવે તાવ;
ન ચોરાય ઊપજે ચિત્તભર્મ, સોની કેરો કુળનો ધર્મ.
તસ્કર તો બીજા છે ઘોર, કોળીથી એ ચોગણો ચોર;
સોની સાચો તેનુ નામ, કરે ઘણું તસ્કરનુ કામ.
ન ગણે બ્રાહ્મણ ન ગણે ભાટ, ન ગણે માત ભગિનીની ખાટ;
ન ગણે ધર્મ ગણે નહિ કર્મ, નહિ સોનાની આખે શર્મ.
સોનાનું સૂતું કરી દિયે, ધીરે તેનું લૂંટી લીએ;
પ્રથમ તો સૌ કોનુ હરે, વળતો ખૂએ કે પુણ્ય કરે.
પવિત્ર જાત કરે બહુ પુણ્ય, લેતા નિમિષ ન રાખે ન્યૂન.

(દોહરો)

નિંદાથી નરતું ઘણું, શું કહું વારંવાર;
જગમાં સોની જાણવો, સૌ તસ્કર સરદાર.
મીઠું બોલે મુખથકી, પેર પેર કરી પ્રીત;
વિધવિધની વાતો કરી, હરે સર્વનું વીત.

## સપૂત વિષે

(છપ્પો)

સપૂત નામ સરદાર, કોઈ ઉપર નવ કોપે,
સપૂત નામ સરદાર, પિતાનું વચન ન લોપે,
સપૂત નામ સરદાર, બાપનું કુળ ઉદ્ધારે,
સપૂત નામ સરદાર, હોય સમરથ પણ હારે,
વળી સપૂત નામ સરદાર તે, કુટુંબનું પોષણ કરે;
શામળ કહે સપૂત સલક્ષણા, માતપિતા જેનાં ઠરે.

અણુજાણ્યાને જે ગુણુ કરે, દયા ધરે જે દેહમાં;
શામળ કહે તે દુઃખ પામશે, નર અજાણુ શું નેહમાં.

## લોકને પ્રીતિ ઉપજવાનાં કારણો

( છપ્પો )

હાકમ[૧] વિનય[૨] વિવેક,[૩] શાહપણુ[૪] ને સત્ય[૫] જેમાં,
વિદ્યા[૬] વપુ[૭] શુભ વાત[૮], પ્રિય[૯] પોશાક તેહમાં,
નાદ[૧૦] નૃત્ય[૧૧] કવિગાન,[૧૨] દાન[૧૩] ડહાપણુ[૧૪] ગુણુ[૧૫] અર્થ,[૧૬]
કરમ[૧૭] શરમ[૧૮] નરમાઈ,[૧૯] ન્યાયી[૨૦] કુળ[૨૧] શૂર[૨૨] સમર્થ,[૨૩]
જપ[૨૪] તપ[૨૫] જુગતી[૨૬] જર[૨૭] જો મળે,
લાયક[૨૮] મલ્લ[૨૯] નટ,[૩૦] રીતનાં,
પેખક[૩૧] લેખક[૩૨] શામળ કહે, લક્ષણુ બત્રીશ પ્રીતનાં.

## મમત વિષે

(છપ્પા)

મમતે ખરચે દ્રવ્ય, મમતથી વિ'વા માંડે,
મમત કપાવે શીશ, મમતથી માયા છાંડે,
મમતે હારે હોડ, મમત ઘરબાર ઘટાડે,
મમત ચડાવે આળ, મમત તો માન મટાડે,
મોટા પુરુષો સહુ માનજો, રૂડી વાતમાં રેલજો;
શામળ કહે જીતો જગતમાં, મિથ્યા મમત્વ મેલજો.
મમતે જાય વિદેશ, મમત તો રાજ્ય મુકાવે,
મમતે મૂકે શરમ, મમત ચતુરાઈ ચુકાવે,
મમત કપાવે કીર્તિ, મમત અપજશ ઓળાવે,
દુઃખનો ડુંગર મમત, ઝેરનાં તરુ રોપાવે,
મમતે તો મોટમ નહિ રહે, મમત થકી મરવું પડે;
શામળ કહે મમત્વ મૂકજો, મમત નક્કી નરને નડે.

## એકના નામથી બીજાને પીડા

(છપ્પો)

વઢે રાય ને રાય, પ્રજા ત્યાં તો પીડાય,
વઢે મહિષ મહિષ, ઝાડનું છેદન થાય,
વઢે ભ્રાત ને ભ્રાત, દુઃખ પામે ડોકરડાં,
વઢે ધણી–ધણિયાણી, પીડા પામે છોકરડાં,
વળી વિપ્ર વિપ્રમાંહી વઢે, દેવે લેવે દાનને;
શામળ કહે સાચું માનજો, મહાદુઃખ જજમાનને.

## શૂરવીર વિષે

(છપ્પો)

ગાંડા પણ ગુણવંત, કદી મોટમ નવ માણે,
નહિ ટેક તરકીબ, અહંપદ મન નવ આણે,
વાંકાચૂકા નવ થાય, બોલ નવ વાંકા બોલે,
પોતે થાય ન પ્રૌઢ, પરો પડદો નવ ખોલે,
પણ વીર હાક વાજે જહાં, ત્યાં ધીરજ મનમાં ધરે;
પછી જ્યમ ગોલા ચોખા છડે, વેરી ઉપર કર વાવરે.

## ઈશ્વરજ્ઞાન વિષે

(દોહરા)

ધર્મશાસ્ત્ર ધ્યાને ધર્યું; સુણજો મહિમા સાર;
મારગ સહુના જૂજવા, કહેતાં ના'વે પાર.
કો કહે મુક્તિ ધ્યાનમાં, કો કહે જપ તપ વ્રત;
કો કહે દાને યજ્ઞમાં, કો કહે તારક તર્ત.
કો કહે પૂજો પ્રતિમા, કો કહે નાહો નીર;
કો કહે શોધો સ્વાતમા, કો કહે શુદ્ધ શરીર.

વૈષ્ણવ જન વિષ્ણુ કહે, વ્યાપક સઘળે જગત,
શિવમાર્ગી તો શિવ કહે, શક્તિ માર્ગી શક્ત.
વામવાદી તો વામ કહે, કહે વૈરાગી રામ;
પંડિત પરમેશ્વર કહે, નૌતમ જુદાં નામ.

## પારકી આશા વિષે

(દોહરા)

કોઈ રળે ને કોઈ જમે, તાકે પરનો માલ;
આશ કરે જે પારકી, કર્મહીન કંગાલ.
મંદમતિ તે માનવી, કરે મનુષ્યની હાસ્ય;
ચટકી દેખી દિન ચારની, વળતી થાય નિરાશ.

## વાવે તેવું ફળ

(દોહરો)

બાવળનું બી વાવશે, પ્રીતે પરડા ખાય;
આંબાનો રહે ઓરતો, ઈશ્વરનો એ ન્યાય.

(ચોપાઈ)

વાવે બીજ તે ઊગે ઝાડ, એમાં શાનો ગણુને પાડ;
કરે તેવું ભોગવશે તેહ, એહ વાતમાં શો સંદેહ?

## લક્ષ્મી કોઈની નહિ તે વિષે

(દોહરા)

લક્ષ્મી કોઈની નથી, બીજું કોનું મૃત્યુ;
સ્નેહ સંબધ ગણે નહિ, તજી જાય છે તર્ત.
રૂડો ભૂંડો નવ ગણે, ન જુએ કોનાં કૃત્ય;
ઘર કે રણ દાખે નહિ, તજી જાય છે તર્ત.
નેણા કનેણા નવ જુએ, સ્નેહ શું નાખે સર્ત;
નાનું મોટું નવ જુએ, તજી જાય છે તર્ત.

રૂપ-કુરૂપને નવ ગણે, વિવેક વિદ્યા વર્ત;
ઊંચ-નીચને નવ ગણે, તજી જાય છે તર્ત.
લક્ષ્મી ભૂંડી લક્ષ વસા, માથે ભૂંડું મર્ત્ય;
ખેલે ખવરાવે ખાંતથી, તજી જાય છે તર્ત.
વિદ્યા સિંધુ સુખતણો, વિદ્યા સદ્દગુણ વર્ગ;
લક્ષ્મીને લૂડી ગણે, સહેજે પામે સ્વર્ગ.
વખાણ સુણીને વિત્તનાં, ચંચળ સ્રી ચળ થાય;
જ્યમ વાદળની છાંયડી, પળ પળમાં પલટાય.
કનક વિષે કલિયુગ વસે, વળી કનકમાં કામ;
કૂડ કપટ કનક વસે, ઠેઠ નરકનો ઠામ.
અલખતવંત ઘેલા ઘણા, અલખત ત્યાં અહંકાર;
સુખ છે સરસવ જેટલું, દુઃખ અર્ણવ અપાર.

## શિખામણ

(ચોપાઈ)

અધિક હેતથી કહું છું અમો, તે રીતે આચરજો તમો;
પરધન પરનિંદા પરનાર, પરહર કહું છું વારંવાર.
પરધન દેખી થાવું અંધ, પરનિંદા નવ ધારો ધંધ;
નીચ વાત થકી નાસજો, ગુણીજન દેખો ત્યાં ધાસજો.
જુલમ ન કરશો કોશું જૂઠ, રંક સાથે રખે રહો રૂઠ;
મહા મમતીના મન મોડજો, કંગાળપણું આળસ છોડજો.
કરજો એક ઈશ્વરની આશ, પૂરણ જાણો ઈશ પ્રકાશ;
નવ કરશો મદ્યપનો સંગ, આપ મલિન નવ રાખો અંગ.
ભજતાં ભણતાં રળતાં ધન, રખે તૃપ્ત કરો ત્યાં મન;
પાપે ધન નવ પેદા કરો, અઘ દેખો ત્યાથી ઓસરો.
નવ ગણશો સરખા આપણી, તરણ તણી એ છે તારુણી;
સ્વપ્નવત્ જાણો સંસાર, માથે તાણી નવ લ્યો ભાર.

સ્નેહ તજો પરદારા સાથ, હેઠું મન રાખો નિજ હાથ;
સાચી વાતે થાજો શૂર, નીચ કામે નવ થાશો નૂર.
મનની લહેર જાતી વાળજો, જનક જનનીનું પાળજો;
કૂડાં કર્મ રખે કાંઈ કરો, પંડે પાપબુદ્ધિ પરહરો.
કરજો પરમારથ નિત્ય કાજ, તો રાજી રહે શ્રીમહારાજ;
અમૃત ફળ વાવો સૌ ખાય, વળી વાટમાં છાયા થાય.
બીજું પુણ્ય નવાણે નીર, સુખ પામે સહુ જન શરીર;
નવાણુ ખોદાવે રોપે ઝાડ, પરમેશ્વર માને છે પાડ.
ભલી વાત સુખથી ભાખજો, શરણાગત શરણે રાખજો;
અહંકાર નવ કરશો લેશ, દુઃખભંજન કહેવાજો દેશ.
રૈયતના કહેવાજો રામ, કરજો નિત્ય પરમારથ કામ;
માત તાતની સેવા કરો, અહંકાર મનમાં નવ ધરો.
કિંકર શું નવ કરશો ક્રોધ, રૂડી વાત નવ કરશો રોધ;
જીવહિંસાથી બીજો ઘણું, રક્ષણ કરજો પ્રાણી તણું.
પરદુઃખ દેખી થાજો દુઃખી, સુખી રૈયત પેરવી રહો સુખી;
અનાવૃષ્ટિમાં આપો અન્ન, નિર્મળ રૂડું રાખો મન.
કોઈ દિવસ નવ રમશો દ્યૂત, ધર્મવાતે નવ થાશો ધૂર્ત;
અમલ વશ નવ થાશો આપ, સતીતણો નવ લેશો શાપ.
આપ્યું પાછું લેશો નહીં, ના નવ કહેશો સુખથી કહી;
કરીએ તો ભોગવવું પડે, આવીને સહુ અંગે અડે.
છાનું છપનું કરીએ પાપ, પરમેશ્વર જાણે તે આપ;
આપે તે તો પામે બહુ, સુખદુઃખ એવી રીતે સહુ;
જેવું અન્ન વાવે તે લણે, શામળ ભટ તો સાચું ભણે.

*

# સમસ્યાઓ

## છપ્પા

સાઠ નારીએ[1] નાર[2]. નાર, આઠે નર[3] જાણું,
આઠે નરે નર[4] એક, પુરુષ એ ત્રીશ પ્રમાણું,
બાર પુરુષ[5] બળવંત, એક નર[6] નરપતિ જેવો,
એવા નર દશ સહસ્ર, તરતિ બે ભોગવ્ય તેવો,
સ્વામી જે સત્યાવીશનો,[7] કશ્યપ[8] સુત જુગ જોગવે;
શુભ આશિષ શામળ ભટ ભણે, ભૂપતિનું સુખ ભોગવે.
ઉત્તર: ૧. પળ, ૨. ઘડી, ૩. પહોર, ૪. દિવસ, ૫. માસ,
૬. સંવત્સર, ૭. ચંદ્ર, ૮. સૂર્ય.

ત્રણ અક્ષર નિજ નામ, પગ વિના છે પાંગળિયો,
બે છે બાહુ વિશાળ, અંગમાં નહિ આંગળિયો,
શીશ વિના છે શરીર, મોજ ઝાઝેરી મહાલે,
અવનિ અંતરિક્ષ, ચરણ વિના તે ચાલે,
છે સુખકરણ સંસારમાં, લક્ષ વસા શુભ લાજ છે;
દાતા આપે જન દીનને, કષ્ટ નિવારણ કાજ છે.
ઉત્તર: ડગલો

વૃક્ષ[1] એકનાં ડાળ[2], બાર ભલી ભાત ભણીજે,
પાખંડી[3] ત્રણસેં સાઠ, ગુણીજન જોઈ ગણીજે,
ચતુર જુઓ ચોવીસ, સરસ ફળ[4] તેને ફળિયાં,
એકવીસ સહસ છસેં, પત્ર[5] કવિલોકે કળિયાં,
પણ ચોથ ભાગ[6] એ પત્રનો, ગૃહસ્થ શિર શોભિત ઘણો;
તે આપે માગણને અધિક, વેણીદાસ રખિયલ તણો.
ઉત્તર: પાઘડી. ૧. વર્ષ, ૨. મહિના, ૩. દિવસ,
૪. પખવાડિયાં, ૫. ઘડી, ૬. પાઘડી.

ગોળાકારે ગુણવંત છે, પ્રસન્ન મન પૂરણ કરે;
જો સ્વામી શીઘ્ર તે લાવશો, શામળ કહે સોળે સરે.

ઉત્તર : મોતી

નાર મળી દશ વીશ, પુરુષ પરઠાણો જેનો,
સુરપતિ વાહન જાત, તાત જાણે સૌ તેનો,
નામ એક નર હોય, આવરદા એનો સરખો,
વસે વેગળે વાસ, પંડિને પૂરે પરખ્યો.
તે તાલેવંત તરુણી તણે, હસ્તક રૂડો નર હશે;
પંડ્યાજી પહેલો લાવજો, ત્યાર પછી સોળે થશે.

ઉત્તર : ચૂડો

ગોળાકારે ગુણવંત છે, પ્રસન્ન મન પૂરણ કરે;
જો સ્વામી શીઘ્ર તે લાવશો, શામળ કહે સોળે સરે.

ઉત્તર : મોતી

નાર મળી દશ વીશ, પુરુષ પરઠાણો જેનો,
સુરપતિ વાહન જાત, તાત જાણે સૌ તેનો,
નામ એક નર હોય, આવરદા બેનો સરખો,
વસે વેગળે વાસ, પંડિતે પૂરે પરખ્યો.
તે તાલેવંત તરુણી તણે, હસ્તક રૂડો નર હશે;
પંડ્યાજી પહેલો લાવજો, ત્યાર પછી સોળે થશે.

ઉત્તર : ચૂડો

સપૂતતણું છે નામ, સભામાં શોભે સહેલો,
રજની કેરું રૂપ, પૂજન શિવ કરતાં પહેલો,
નેહ કરે નરનાર, દેહ શુભ આપે દાખે,
તસ્કરને મન તાપ, ભલા જન તો શુભ ભાખે,
તે નરના તનથી નીપજે, કરૂપ કહે છે કામની;
શામળ કહે સ્વામી લાવશો, તો ભજશે શુભ ભામની.

ઉત્તર : દીવાનું કાજળ અથવા મેંશ

સાઠ નારીએ નાર, આઠે નર જાણું,
આઠ નરે નર હોય, પુરુષ જો ત્રીશ પ્રમાણું,
બાર નરે નર નામ, ભાગ ત્રીજો છે તેનો,
અંત્ય મધ્ય ને આદ્ય, અમલ જોરાવર જેનો,
હરઘડી તેને હરનાર છે, દુઃખ ટાળે જે દેહનું;
વળી જે માટે કૌરવ હણ્યા, તરત કામ છે તેહનું.

ઉત્તર : ચીર

લક્ષ્મી ખરચી તે લાવજો, એ પણ અડવું દીસશે;
શામળ કહે શામા જો સજે, તેથી હેડું હીસશે.

ઉત્તર : કાનની ઝાલ

ચાર પુરુષ પરમાણ, નેહે પરણ્યા બે નારી,
તેને બે નપુંસક તન, વપુએ જુઓ વિચારી,
એ આઠેનો ઠાઠ, પુરુષ પરમાણો એકે,
નારે વીંધ્યો નરદેહ, સુખે નિહાળો નેકે,
તે લાવ કંથ કોડામણા, સ્થિર થાવર નિત્ય શોભશે;
કવિ શામળ ભટ સાચું કહે, સોળ સજ્યા તે શોભશે.

ઉત્તર : પલંગ

બાળા અક્ષર બે જ, નાર નીચી ને નાની,
નહિ કરપદ નહિ નેન, સરવકોને મનમાની,
નારી સાથે નેહ, રહે નારીને સંગે,
ઉદર એહને ગર્ભ, રાચે સૌ તેને રંગે,
તે નારી નારીને ગળે, તો દશ રૂડી દીપશે;
શૃંગાર સોળમાં શોભશે, તો જશ તારો જીતશે.

ઉત્તર : વીંટી હીરા સાથે

સરોવર સુંદર સાર, નૌતમે નીર ભર્યું છે,
નહિ આરો નહિ પાળ, સ્થિર પણ ઠામ ઠર્યું છે,
વનસ્પતિ સ્થિર વેલ, વિના પગ મૃગ ચરે છે,
વિના ધનુષ ને બાણ, વિના કર ચોટ કરે છે,
તે મારનાર નથી દીસતો, મૃગ તેને મારી મરે;
તે લાવ્ય કંથ કહે કામની, દેખી મન મારું ઠરે.

ઉત્તર : દીવો પવનથી ઓલવાય છે તે

કાળી નાર કુરૂપ, અનુપમ ઓપે ઝાઝી,
મોંઘી મોઘે મૂલ, ત્રણે પરવ તેની તાજી,
નરથી ઊપજી નાર, અરણ્યમા એ તો નરખી,
મહિપ સભામા માન, પવિત્ર પડિતે પરખી,
છાની રાખી જો છળ કરી, પ્રસિદ્ધ પોતે થાય છે,
શામળ કહે સ્વામી લાવજો, એ રાયા શિર રાય છે

ઉત્તર : કસ્તૂરી

જીભ વિનાનો સાપ, બેય પાસેથી સરખો,
જરાય મુખ નહિ ઝેર, પડિતે તેને પરખ્યો,
નર નારીની કમર, રહે વીટી તે વારુ,
વસ્ત્ર તણે વિવેક, સુશોભા સઘળી સારુ,
બે દર તેના બે પાસ છે, બહાર ગયો દીઠો બહુ;
શામળ કહે સમશ્યા સહેલ છે, સુણ્યા થકી સમજે સહુ.

ઉત્તર : નાડુ

એક નાર મુખ દોય, ભૂપ સભામા ભાળું,
ગૌર વરણ મુખ એક, એક કુરૂપી કાળુ,
નહી હાથ, પગ નહીં, ઘણેરી તરતીબ તોલે,
મારે મહોકમ માર, બૂમ પાડી તે બોલે,
વળી ભૂડુ અન્ન ભાવે નહિ, કાચુ કચર્યું ભ્રખ કરે;
ડાહ્યા દાતા મનમા ધરે, મહીપતિ કેરા મન હરે.

ઉત્તર : પખાજ

વાહન વૃષભ વહત, પરાક્રમ અધિકું ઓટે,
રૂંઢમાળ વિશાળ, કારમી દીઠી કોટે,
મસ્તક ગગ તરગ, ચહુ પાસે તે ચાલે,
કરતી હણુહણુકાર, ભૂપ સૌ નજરે ભાળે,

એ સમસ્યા છે પણ શિવ નહિ, સમજુને મન સહેલ છે;
જો વાટે ઘાટે દશ દિશે, મહીપતિ કેરે મહેલ છે.

ઉત્તર : પાણીની ઘટમાળ

ચો મુખવાળા ચાર, પુત્ર પરાક્રમી પરખ્યા,
ન કો ઊંચ કે નીચ, શોભીતા ચારે સરખા,
ચાર વચ્ચે બે નાર, પ્રીતની રીતે પરણ્યા,
બેય નપુંસક તંન, આઠ એ વેગે પરણ્યા,
થાય એકે અળગું આઠમાં, તો સાતે નહિ કામનાં;
નર એક થાય એ આઠથી, કહો અરથ એ નામના.

ઉત્તર : પલંગ

નામે કહીએ નાર, અધર અવનીથી સાંધી,
વનિતાને વણ વાંક, લોહને પાસે બાંધી,
માનવી જણ બે ચાર, ચડી રુદયા પર બેસે,
આઘી પાછી જાય, ઠરી ઠેકાણે પેસે,
ચીસો પાડે ચારે મુખે, દયા ન આવે દેહમાં;
શામળ કહે પંડિત પારખો, નરનારીના નેહમાં.

ઉત્તર : હીંડોળાખાટ

ગુણમય ગોળાકાર, અધિક અમૃતનો ભરિયો,
સ્રીઓ સહસ્ર દશ વીસ, કબૂલ તે નરને કરિયો,
જો કોઈ પાસે જાય, નાર દુઃખ તેને દે છે,
અહોનિશ આઠે જામ, અધર રસ તેનો લે છે,
તે નરને મારે પારધી, રુધિર સરવ જન ખાય છે;
શામળ કહે માંસ-રુધિર સદા, ચૌટામાં વેચાય છે.

ઉત્તર : મધપૂડો

મોતીને અનુમાન, પૃથ્વી પર આવી પડિયો,
કો જાણે કેનો માલ, કંથ મારાને જડિયો,
સોંપ્યો મારે હાથ, ભલા ભોજનમાં ભળિયો,
ચોરી ગયો કો ચોર, કોઈ નર નારે ગળિયો,
ફરી કોટિ જતનથી નવ જડ્યો, લખજન જોતાં લીજીએ;
શામળ કહે શોધ્યો નવ મળે, તો શો ઉત્તર દીજીએ ?

ઉત્તર : પાણીનો કરો

અચરત સરખું એક, સાંભળ્યું છે સૌ કરણે,
જતા દીઠા જશવંત, તોલથી જન તો ત્રણે,
ખટ પગ ને ખટ હાથ, નેત્ર બે દૈવત દેખે;
બે ચરણે ચાલંત, લલિત લક્ષણથી લેખે,
તે કાનને નામે નામ છે, સતવાદી શોભિત સદા;
કવિ શામળ કહે શોધી જુઓ, કૂડ કથન ન કહું કદા.

ઉત્તર : શ્રવણ કાવડવાળો

વૃક્ષ નહિ, નહિ વેલ, નહિ પત્રે, નહિ ફૂલે,
નહિ બીજ વાવેત્ર, કહે કણ અતિ અમૂલ્યે,
ગુણ જશ અપરંપાર, દેશ બાધામાં દીઠો,
દેવ દનુજ નૃપ રંક, ગણે અમૃતથી મીઠો,
છે મોંઘા ગુણ મોતી થકી, સોંઘામાં સોંઘો સદા;
કવિ શામળ કહે શોધી જુઓ, કોઈ એ નવ તજીઓ કદા.

ઉત્તર : લવણ અથવા મીઠું

નારી નીરખી નીચ જુઓ, લક્ષણ કહું જેનાં,
અંગે ઊજળી આપ, બાપ મા કાળાં તેનાં,
નહીં હાથ નહિ પાગ, કુલક્ષણ તેની કાયા,
મુખ નાસા છે નેણ, નહિ મમતા કે માયા,

તે નહિ પશુ, પક્ષી, માનવી, નહિ જીવા જોની જદા;
શામળ કહે સુમતિ સલક્ષણા, તે શોધી જોશે સદા.

ઉત્તર : સર્પની કાચળી

એક બાળ બે મુખ, એક ઉપર એક હેઠું,
ઉપર પાતળું છેક, કેડથી પહોળું પીઠું,
તળે મુખ તેમાં જીભ, તેહ બોલાવ્યું બોલે,
હલાવતાં હાલંત, વળી ડોલાવ્યું ડોલે,
ઈશ્વર આગળ અધિકું રહે, ગુણવંતા જનને ગમે;
શામળ કવિ કહે તે ઊચરે, જગતલોક તેને નમે.

ઉત્તર : દેવની ઘંટા

રથ દીઠો સમરથ્ય અધર અવનિમાં ચાલે,
બ્રહ્મા નામે નામ, મંદિર તેનામાં મા'લે,
અપરંપાર અપાર, પ્રજા પેદા ત્યાં થાય,
વેઠે અગ્નિ આંચ, માર પણ ઝાઝો ખાય,
આવે અમૂલ્ય કામે અરથ, મૂલ અલ્પ માટે મળે;
શામળ કહે છે શોધી જુઓ, કવિ રૂડા તે તો કળે.

ઉત્તર : કુંભારનું ચાક

નીચ ઘેર છે નાર, દેશ બાધામાં દાખે,
મુખમાં મોટી જીભ, રીઝથી ખહાર રાખે,
નહીં હાથ નહિ પાત્ર, શીશ વિના મુખ બોલે,
ફરે છત્ર તે શીશ, જમે કણ અધિક અતોલે,
ઘરધણી તો ગીતો ગાય છે, પવિત્ર નર પૂંઠે ફરે;
શામળ કહે એહું એહનું, મોટા જન મસ્તક ધરે.

ઉત્તર : ઘાણી

ચતુર નર તું ચેત, એક અચરત મેં દીઠું,
સુંદર રૂપ સ્વરૂપ, અધિક અમૃતથી મીઠું,
કાયા ઉપર હાડ, હાડ પર વાળ ભણીજે,
વાળ ઉપર છે રુધિર, સુગુણ તેના જ ગણીજે,
ખરી તે ઉપર તો ખાલ છે, ખાલ ઉપર વાળ જ નથી;
વળી મુખમાંથી અમૃત ઝરે, શામળ કહે કહો કથી.
ઉત્તર : કેરી

પ્રમદા એક પ્રચંડ, અધર અવની પર રાચે,
ઉપર ઊભા બે ચાર, જેમ નચવે ત્યમ નાચે,
જ્યમ હોય જેઠી મલ્લ, જોર ઝાઝેથી ઝૂઝે,
બોલે બોલ 'ખલવંત, ધરા આધી ત્યાં ધ્રૂજે,
પાણી તો તેહ પિયે નહીં, અન્ન અલેખે ખાય છે;
વળી ચરણ નથી પણ ચાચ છે, એહું એનું સા ચહાય છે.
ઉત્તર : જે વડે પૌંઆ ખંડાય છે તે ઢીંકણી

ભર્યું નારીમાં નીર, પુરુષ એક પીવા સાંધ્યો,
બે નારીએ બળવંત, અવળો સવળો બાંધ્યો,
અવનીથી અંતરિક્ષ, નાર નચવે ત્યમ નાચે,
વારુ ઉત્તમ વંશ, રિદ્ધિ રૂડીથી રાચે,
પરભાતિ રાગ રૂડે સ્વરે, ગુણ રૂડેરા ગાય છે,
શામળ કહે ઘેર શ્રીમંતને, જરૂર એ જણાય છે.
ઉત્તર : વલોણું

કહું વરતુલ આકાર, છત્ર જેવી છત છાજે,
શત્રુ સરીખાં સાલ, ભામની દેખી લાજે,
વસ્ત્રઆભરણ વિવેક, ફૂલ ભરિયાં ભલી ભાતે,
મોંઘી છે મહામૂલ્ય, જોઈ જોરાવર જાતે,

શૂરામાંહી શૂરી ઘણી, સૌથી આગળ સંચરે;
અરિગંજણ રક્ષણ દેહની, અર્થ કવિ શામળ કહે.

ઉત્તર : ઢાલ

મસ્તક પાખી મુખ, દીઠો મેં તેનો ડંમર,
શૂંઢાળો સમરથ્ય, હસ્તી નહિ કાળો ભંમર,
મોહું દીસે પૂંછ, લાંબી એક પાસે ચોટી,
મેહ સમોવડ માન, મૂલ મર્યાદા મોટી,
આહાર અન્ન ઓપે નહિ, પેટ ભરી પાણી પિયે;
શામળ કહે વ્રત ઘણાં કરે, કહો અરથ કારણ કિયે.

ઉત્તર : પાણીનો કોસ

ચતુર ચેત મુખ ચાર, નહીં બ્રહ્મા બ્રહ્માણી,
વૃષભારૂઢ વાહન, નહીં રુદ્ર રુદ્રાણી,
જળ પૂરણ જશવંત, નહીં જ નવાણ નવાણી,
સેવક શોભે સાથ, નહીં રાજા કે રાણી,
એ અકલવંત અંતર ધરો, શું વળી વળી વખાણિયે;
છે સમસ્યા કવિ શામળ તણી, જશવંત જન જાણિયે.

ઉત્તર : પાણીની પખાલ

રત્નથી રૂડો અમૂલ્ય, ફૂલ ફૂલ સફળે ફળિયો,
કરે કથીરનું કનક, બહુ ગુણ તેથી બળિયો,
સાગ સીસમ વૃક્ષવેલ, ભાર અઢારે ભારી,
અમૃતફળ સહકાર, તેથી શુભ શોભા સારી,
છે લાજ રખણ સૌ લોકની, સહાય દેવ ને દાનવો;
કવિ શામળ કહે શોધી જુઓ, મહાસુખ દેયણ માનવો.

ઉત્તર : કપાસ

પાંખાળો પરતાપી, નહીં પંખીમાં પૂરો,
ધંધ મચે ત્યાં ધાય, નહીં શામદ કે શૂરો,
ગાજંતો ગંભીર, મેહમાં કોઈ ન પ્રમાણે,
છે પાતળિયો છેક, જુએ તે તો જન જાણે,
લાડકડો તે રિપુલોકને, જે છે જમ કિંકર જસો;
કવિ શામળ કહે શોધી જુઓ, કહો અરથ એ તે કશો.
ઉત્તર : તીર

સૂકે કાષ્ટ ફળ લાગ, તેની શોભા છે સારી,
ત્રણ અક્ષરમાં તોલ, નામ કહેતામાં નારી,
લાંબી પાતળી લાંઠ, કલંક કાયામાં કૂડી,
જુવાનીનું છે જોર, બહુ જન કહે છે બૂડી,
આખું તે ફળમાં ઝેર છે, ચપળ લોક શું ચાય છે;
શામળ તે ફળ આરોગતાં, જન જમલોકે જાય છે.
ઉત્તર : બરછી

લાંબડ પૂંછ લખાય, નહિ વાંદર હૂંકડિયો,
રાતી માંજર શીશ, નહિ માંકડ કૂકડિયો,
અતિશય ઝેરી અંગ, નહિ વીંછી નહિ સાપે,
વૃષ્ટિ સમે વાધંત, તરુણ તો થાયે તાપે,
વનમાં, વસ્તીમાં પણ વસે, તોલ કાંઈ તેમાં નથી;
કવિ શામળ કહે જે સમજશે, કહું ડાહ્યો તેને કથી.
ઉત્તર : કાગડો

નારી એક અનૂપ, સરસ શોભંતી સહેલી,
બે અક્ષરમાં નામ; મૂઢ રુદિયામાં મેલી,
ઉદર વચ્ચે એક શીંગ, એક આંખે દિલ દેખે,
પવિત્ર સંગ પોસાય, ડાહી દુનિયાં પુર પેખે,

તે મુખથી જળ પ્રાશન કરે, શીગેથી આપે ઝરે;
કવિ શામળ કહે શોભે તહા, જ્યાં વરને કન્યા વરે.

**ઉત્તર :** ઝારી

છેલ કૂદતો છેક, એક કહે એ તો ઘોરી,
શીગ નથી તે શીશ, કહે ત્યારે તો તોરી,
પીઠે નથી પલાણુ, ત્યારે તો મેડક માણે,
નથી રહેતો તે નીર, જરૂર કોઈ સસલો જાણે,
પણ સસવાને પગ ચાર છે, પગ વિણુ આ તો પરવરે;
શામળ કહે અર્થ સહેલ છે, રૂડા જન રુદયે ધરે.

**ઉત્તર :** ચાચડ

પુણ્ય સુપાત્ર પવિત્ર, કુલ એવાની કન્યા,
કીધો પિતાનો કાળ, એહ પણ મોટો અન્યા,
વરી વડાઉવા સાથ, જાત રૂડો તે જાણી,
કાંઈ ન ચડ્યું કલંક, વડા લોકોએ વખાણી,
કહો કવણુ નાર પિતા કવણુ, કવણુ વડાઉવાને વરી;
વળી કવણુ કુલ પેદા થઈ, શામળ કહે તે સુંદરી.

**ઉત્તર :** છાશ

નહી નપુંસક નાર, નકી નરને છે નામે,
અમૃત તુલ્ય આહાર, કરંતા ન ઠરે ઠામે,
નિર્મળ નીર ઝરત, પૂર્ણ ગુણુ અપરપારી,
દુર્લભ જાણે દેવ, સકળ ગુણુ શોભા સારી,
છે તત્ત્વ તેહ ત્રણુ લોકમા, ભાગ્યશાળી જન ભોગવે;
શામળ કહે તેથી નીપજે, જે જર ગાંઠે ભોગવે.

**ઉત્તર :** કોલુ, શેરડી પીલવાનો

જળમાં રહી જીવંત, નહિ મેડક નહિ મચ્છી,
ચારે દિશ ચાલંત, નહિ પશુ કે નહિ પક્ષી,
પગ વિણુ વહે પ્રવાહ, પવન પણ વહિ નહિ પાણી,
લક્ષ્મી લીલા લહેર, નહિ રાજા નહિ રાણી,
છે તત્ત્વ તોલ તારણ તરણ, બૂડતાંને રાખે બહુ;
વળી પાર ઉતારે પલકમાં, શામળ કહે સમજો સહુ.
ઉત્તર : નાવ

એક માત સંતાન, નપુંસક ને એક નારી,
તે બેનાં સંતાન, અલેખે અપરંપારી,
નપુંસકનાં સંતાન, અરથ અધિકે નવ આવે,
વડે મૂલ વેચાય, ભૂપ જેવાને ભાવે,
બાળક જે તેની બહેનનાં, સર્વ અર્થ તેથી સરે;
શામળ કહે પણુ સોંઘાં સહુ, કોડી કોડી કરતાં ફરે.
ઉત્તર : સોનું અને માટી

શામા છે શામળી, સ્વરૂપે પણ સોહંતી,
ભમરાળી ભરપૂર, મરદ મોટમ મોહંતી,
વપુ વરણાગણી વેશ, વળી વળવાળી વંકી,
દુશ્મન ગંજણ દાખ, સાર શોભિત સિંહ લંકી,
તે નાર વડે નર શોભશે, તે વીણુ સુખ લજામણું;
કહે શામળ એ સમસ્યા કહો, ભલી રીતે લેઉ ભામણાં.
ઉત્તર : મૂછ

પંખણી એક પ્રમાણુ, કોડથી નારી કહાવે,
જ્યાં મોકલીએ જાય, આપ તેડાવી આવે,
ઊડે તે આકાશ, નહી સમળી નહીં ગરજણ;
સૂત્ર સહિત શોભંત, નહીં દાઈ કે દરજણ,

ગંભીર ઘોષથી ગરજતી, ધજા ફરકે બારણે;
શામળ કહે શાણા સમજજો, કવણ નાર તે કારણે.
ઉત્તર : પડાઈ ( પતંગ )

પ્રતાપવંતો પુરુષ, જનોઈ અંગ ધરે છે,
પ્રૌઢ પેખિયે પેટ, શિંગ એક શીશ સરે છે,
ચરતો સાતે ચાંચ, કોટિધા નૃત્ય કરે છે,
બાળક તેહવું બાંહ, ઠામ ને ઠામ ઠરે છે,
ફરી જાણે છે તે ફૂદડી, ઘોર સ્વરે ગુણ ગાય છે;
શામળ કહે તેના સંગથી, વધતે મૂલ વેચાય છે.
ઉત્તર : રેશમનો રેંટિયો

અચરત એક અપાર, વપુ જોતાં વાંકડિયું,
પાછળ પૂંઠ વિશાળ, શોભતું મુખ સાંકડિયું,
રૂપ બહુ બહુ નામ, ઘણી બાબત મુખ બોલે,
છત્રીશ રાગની છત્ય, દશે દિશામાં તે ડોલે,
બોલાવ્યું બોલે નીચ ઘેર, ઊંચ અમીરને વશ કરે;
શામળ કહે સમસ્યા શોભતી, ધારક રૂડા મન ધરે.
ઉત્તર : શરણાઈ, તૂર્ઈ, બણગું.

નીરખી નાની નાર, કાંઈ ઊજળી કાંઈ કાળી;
કપટી કૂડ કલંક, પંડમાં પોઢી પાળી,
પગ લાંબા બે બાહુ, બંધ બાંધી છે બેડી;
અનમી નર અહંકાર, ટેક રાખંતી ટેઢી.
તે ભામની ભોંયરું ભોગવે, ભૂપતિની પાસે ભજે;
દુશ્મન તેને દેખી ડરે, શામળ કહે શોભા સજે.
ઉત્તર : કટારી

શીશ વિનાની નાર, મુખ મોટું સુખ માણે,
ભોરિંગનો જે ભક્ષ, જમી તે આઝું જાણે,
પલક ન રાખે પેટ, વળી ઊઠે વળી બેસે,
પાતળું થઈને પેટ, તેહ પૃથ્વીમાં પેસે,
વાંકા કઠણને વશ કરે, બળતાંને બાળે બહુ;
સમજ્યા કેડે તો સહેલ છે, શામળ કહે શોધો સહુ.

ઉત્તર : ધમણ

નૌતમ નીરખી નાર, જુલમવાળી ઝળકંતી,
નહિ હાથ નહિ પગ, લાડ આઝે લળકંતી,
મંદિરમાં માલંત ઓપતી ઓઢી પહેરી,
નાસે થઈ નિર્માલ્ય, વાદ કરતો જે વેરી,
છે નારી જાત નિર્બળ નહીં, કાળી કરૂપ કાયા થકી;
શામળ કહે શાણા સમજશે, કહું ડાહ્યા તેને નકી.

ઉત્તર : તરવાર

આવ્યો સોદાગર એક, માલ લાખેણો લાવ્યો,
ગરથ કમાવા કાજ, ભલો સૌ જનને ભાવ્યો,
હય હાથી સુખપાલ, લક્ષધા લાખે લેખે,
જેને જેનું ઠામ, દૃષ્ટિએ દુનિયા દેખે,
પૂછી તે જ ઘડી ને તે દિવસ, રહ્યો ન પૈસે રોકડો;
હુંડીપત્રી તો હોય શી, દીસે ન ગાંઠે દોકડો.

ઉત્તર : માટીનાં રમકડાં પછાથી ભાંગી ગયાં.

નહીં પુરુષ છે નાર, નિહાળી જોતાં નામે,
ચંદ્રબિંબ આકાર, નથી તે ઠામે ઠામે,
રાજદ્વાર રહંત, અધર અવનીથી બાંધી,
જ્યોતિષ્ વિદ્યા જાણ, સમય દેખીને સાંધી,

તે માર ખાય મહોકમપણે, બૂમ પાડી બોલે બહુ;
નાનાંમોટાં નરનારીઓ, શામળ કહે સુણે સહુ.
ઉત્તર : ઘડિયાળ

એક નારી નિર્માણ, પ્રમાણિક જને પ્રમાણી,
વીસ પુત્ર બળવંત, વિવિધ શું કહું વખાણી,
તેને સુત ચરચાર, સુતા બે બે વળી તેની,
પુત્રીનો પરિવાર, જગતમાં શોભા જેની,
ચંચલ સુત તો ચરચાર છે; તેહ સવાયા શેર છે;
કવિ શામળ કહે શોધી જુઓ, મહિમા મોટો મેર છે.
ઉત્તર : વીસ મણુની ખાંડી

પુરુષ એક વયવૃદ્ધ, ખરી તેને ખટ નારી,
તેને બે બે તનુજ, તનુજને સુંદર સારી,
એક શ્વેત એક શામ, પુત્ર પછી તેના ઝાઝા;
પંદર પંદર પ્રમાણુ, તેહ વળી કહીએ તાજા,
જે નામમાત્રનો નાશ છે, ક્રોડ શાસ્ત્ર કહે છે કથી;
પણુ શામળ એ પરિવારનો, નાશ કોઈ કાળે નથી.
ઉત્તર : સંવત્સર અથવા વર્ષ

પુરુષ એક પવિત્ર, પરાક્રમી દીઠા પોઢા,
ચંચળ ચારુ ચાલ, જાણુ જશવંતો જોડા,
રાજમારગે રોજ, મોજ આછેરી માણે,
જર વિદ્યાની જોસ, ચઢી ચોખૂટે ચાલે,
નર એક નારી બે નીરખીએ, અધર ઉપાડીને લીએ;
છે નામ એક બે નારનું, કહે શામળ કારણુ કીએ,
ઉત્તર : પાવડીનો જોડો

વ્યંડળ મળી દશ વીશ, નપુંસક ટોળું કીધું,
સોયક નાની નાર, બંધને બાંધી લીધું,
નવરાવ્યું ધરી નેહ, રૂદેમાં રાખી રમાડયું,
પરમેશ્વરથી પ્રથમ, જુગતથી તેને જમાડયું.
તેનું જૂઠું સૌ કોઈ જમે, ગુણ તેના પણ સૌ ગણે;
શામળ કહે એ સમસ્યા શોધશો, ઘટમાં જે ડહાપણ ગણે.

ઉત્તર : પત્રાળું

નારી છે નવ રંગ, નહિ મા–બાપની સૃષ્ટિ,
નહીં બીજ વાવેત્ર, નહીં નિપજાવે વૃષ્ટિ,
નહીં અવની આકાશ, નહીં કોઈ તેનું જોડું,
છે મુખ નાસા નેણ, પૂંછ વણ પરઠયું પોહું,
તે નારી નારીએ નથી જણી, સ્વરૂપ ઊજળે સાચળી;[1]
પરખો તો પહેરો પાઘડી, નહીં તો પહેરો કાંચળી.

ઉત્તર : સર્પની કાંચળી

અતિશય મોટું મુખ, બેય પાસાથી સરખું,
એક જ સીંગ અનૂપ, વિના પાણી તે પરખું,
લક્ષ હજારો લોક, સૌ રહે તેને શરણે,
નિર્મળ સાથે નેહ, ચાલ ચાલે વણ ચરણે,
સમસ્યા છે સાગર જેવડી, અકલવંત કહે આવડયું;
શામળ કવિ કહે છે શીંખવું, નક્કી કહો જો નાવડયું.

ઉત્તર : નાવડું

નહિ નર કે નહિ નાર, નપુંસક સરખું નામે,
દેશ દેશ પ્રવેશ, ઘણા ગુણ ગામે ગામે,

૧ સાચલી સાચી–ખરેખરી.

જ્યોતિષ વિદ્યા જાણ, વાત બનવાની બૂઝે;
ખટ્ શાસ્ત્રો ભણનાર, તેને પણ તેથી સૂઝે,
અજવાળું એથી અવનિમાં, જે ભવિષ્ય જાહેર કરે;
આવરદા ઓછો એહનો, વર્ષ જીવી વળતી મરે.

ઉત્તર : ટીપણું

ગોળ પુરુષ ગુણવંત, દીઠો મેં ગામે ગામે,
દશશિર મળતું નામ, નહીં રાવણ એ ઠામે,
એ થાએ અસવાર, ધરે વાહન શોભાતે,
ચતુર ચૂકવે ન્યાય, પૂછે જે માનવ જાતે,
ત્યાં કોઈનું મોં રાખે નહિ, લાંચ કોઈની નવ લીએ;
શામળ કહે તે સતવાદીઓ, દેખે તેવું કહી દીએ.

ઉત્તર : દશશેરો

ખટ પુરુષે એક નાર, નાર ત્રણે નર જાણું,
સોળ નરે નર હોય, પરાક્રમી તે પરમાણું,
બે પુરુષે એક પુરુષ, ભાગ દ્વાદશને નામે,
કરી વાયદો કંથ, ગયા ગુણવંતા ગામે,
વધતા તો વીશક વહી ગયા, વસ્યા તહાં કે વાટમાં;
શામળ કહે છે તે સુંદરી, અતિ દીઠી ઉચાટમાં.

ઉત્તર : છ ચોખાની રતી, ત્રણ રતીનો વાલ, સોળ વાલનો ગદિયાણો, બે ગદિયાણાનો તોલો, તોલાનો બારમો ભાગ માસો, એટલે મહિનો.

ખટ પગ તો છે ખરા, ભમર તો નહિ તે ભાઈ,
એક વાંસો બે શીશ, કહું શી તેની કમાઈ,
વીંધી બન્ને ગમ નાક, નાથ ઘાલી ઘણી મોટી,
જુઓ કરમના જોગ, ચોટી વાંસા વચ મોટી,'

તાજું કહે છે સૌ તેહને, છે જૂનું જો જોખમાં;
શામળ કવિ કહે સદા વસે, શાહુકાર ઘેર શોખમાં.
ઉત્તર : ત્રાજવું

અંતરિક્ષ નાર અનૂપ, તેહ ડોલાવી ડોલે,
મહોકમ ખાયે માર, બહુ બકવા કરી બોલે,
મુખ વિણ મોટું શીશ, જનોઈ કંઠે ઘાલે,
બાંધેલી બલવંતી, મોજ મંદિરમાં માલે,
તે હસ્ત પ્રહારે જેહને, તે શોભાવે સર્વને;
શામળ કહે એ સમસ્યા કહો, કે મૂકો મન ગર્વને.
ઉત્તર : પીંજારાની તાંત

મસ્તક મોટું હોય, મુખ તેનું નવ દીઠું;
અન્ન નીર નવ ખાય, વદે અમૃતથી મીઠું,
પોઢાં પગ ને પેટ, પ્રીતથી પંચ પ્રમાણે,
રાજદ્વાર રહંત, કદી મોટા પરમાણે,
સારંગ નામ શોભીત છે, વરસે સારંગ વાણીએ;
સમજે સમસ્યા શામળતણી, તે જશવંતા જાણીએ.
ઉત્તર : તંબૂરો

બસેં હાથની બાળ, કહું શી તેની કરણી,
પાંચ હાથનો પુરુષ, પ્રીતથી તેને પરણી,
કામની વશ કરી કંથ, બળ કરી બાંધી લીધો,
ત્યારે પામ્યો માન, કબૂલ સૌ લોકે કીધો,
નરનારી બીજાં તે ભોગવે, લંપટ કોઈએ નવ કહે;
કવિ શામળ ભટ સાચું કહે, રુચિ સો કોને નિત્ય રહે.
ઉત્તર : ખાટલો અને ભરવાની પાટી

એક નાર ખટ ચરણ, પાંખવાળી રસ રાચે,
જાત જોરાવર જાણ, વદનથી અમૃત સાંચે,
ઉત્તમ અધમ અહાર, ઊંચે નીચે જઈ પેસે,
દિવસે તે દેખંત, નિશા અંધી થઈ બેસે,
કોઈ એની આભડછેટને, ગણે નહિ ભમતાં ભવન;
સમજ્યા કેડે તો સહેલ છે, કહો નાર એ તે કવણ.
ઉત્તર : માખી

નારી બહુ બળવંત, રહે પોઢી પુર પ્રીતે,
કરે અહાર અપહાર, નહિ તે રૂડી રીતે,
પૂંઠળ આંખ ને કાન, બહુ જોરાવર બોલે,
શત્રુ કેરું સાલ, દેખી તેને દૂર ડોલે,
તે રાજદ્વાર શોભે રહે, અજિત કહાવે આપમાં;
શૂરા પણ કાયર થાય છે, તે નારીના તાપમાં.
ઉત્તર : તોપ

નપુંસક સરખું નામ, મહિપને મંદિર મહાલે,
નર નારી બે જોડ, ચડી વાહનને ચાલે,
શાહ સૂબા સુલતાન, માન પામે તે મહિમા;
ત્રિવિધિ પાડે ત્રાસ, શૂર સામદ ને સામા,
છાનું રાખ્યું તે નવ રહે, બોલાવ્યુ બોલે તે બારણે;
શામળ કહે સમજે સુલક્ષણા, કવણ અર્થ એ કારણે.
ઉતર : નગારું

વૃક્ષ ઉપરે વાસ, માન પદવી છે મોટી,
જટા બિરાજે શીશ, ચારુ તે ઉપર ચોટી,
ત્રણ નેત્રો તનમાંહી, નહીં શિવજીનો સંગે,
અમૃત સરખું નીર, નહીં ગુણવંતી ગંગે,

તે જગન જાગમાં જશ લીએ, ઓછવ મંગળમાં અતી;
છે નરમ હાડ કાયા કઠણ, શામળ કહે શોધો સતી.
ઉત્તર : નાળિયેર

નગર એક નવરંગ, દીસે ચારે દરવાજા,
વરણ ચારનો વાસ, જગત જશ મહિમા ઝાઝા,
મંદિર છજ્જું મહાન, પડે પાદર ત્રણ પાસા,
કરે રાજ બે વીર, ક્ષત્રિવટથી તે ખાસા,
સુંદર સાહેલી સોળ છે, રમત રમે તે શું નિત્યે;
તે કવણ નારીને નગરશું, ચાતુર જન ચેતો ચિત્તે.
ઉત્તર : સોગટાંબાજી

અગ્નિ તણી બહુ આંચ, એક મરદે શિર માણી,
બીજે હિમે હાડ, ગાળ્યાં વરવાને રાણી,
ત્રીજે કરવત લીધ, કપાવી કષ્ટે કાયા,
ત્રણ પામ્યા એક નારી, માનની ઉપર માયા,
છે ત્રણ નામ તે નારીનાં, નપુંસક નર ને મેરીઓ;
કવિ શામળ ભટ સાચું કહે, લક્ષ્મીવંતની લહેરીઓ.
ઉત્તર : પાન, તંબોળ, નાગરવેલ, ચૂનો, કાથો અને ફોફળ.

અતિશે ઉજ્જવળ અંગ, થયો કાળો તે કરમે,
ખટ્ દર્શન ખટ્શાસ્ત્ર, ધરે અંતરમાં ધરમે,
પોતે જાત પવિત્ર, ના'વા ધોવાથી નાસે,
જળ પીધે જીવે ન, પલક ન રહે જળ પાસે,
પરમાર્થી પરાક્રમી ઘણો, પર મૂલકમાં પરવરે;
શામળ કહે શાહ સુલતાન સહુ, અધિક આશ એની કરે.
ઉત્તર : કાગળ

# પદ્માવતીની વાર્તા

આખ્યાન કહું પદ્માવતી, સતી શિરોમણિ જેહ;
પુષ્પસેન સાથે વરી, વર્ણન હું કહું તેહ.
નગર એક ચંપાવતી, ચંપકસેન રાજન;
પટરાણી પુષ્પાવતી, પુષ્પસેન એક તન.
બત્રીશ લક્ષણ આગળો, ચૌદ વિદ્યા ગુણ જાણ;
રાગ છત્રીશે આળપે, વદન શશી પરમાણ.
સોળ વરસનો સુત થયો, ધનુર્વિદ્યાનો ધીર;
હયે બેસીને સંચર્યો; જાણે બાવન વીર.
પ્રીત ઘણી પરધાન શું, ક્ષણ અળગો નવ થાય;
બે જણ રમવા એકઠા, મૃગયા કરવા જાય.
વસંતઋતુ ફૂલી રહી, સુંદર સરોવર નીર;
મૃગયાથી પાછા વળ્યા, આવ્યા તેને તીર.
સુંદર તટ રળિયામણું, ઊભા તેને છાંય;
માનની એક મદે ભરી, જળ ભરવાને જાય.

[ એ કન્યાનું નામ સુલોચના હતું. તેને રાજકુંવર વેરે પરણવાની ઇચ્છા થઈ. ]

કુંભ ભરી શિર પર ધર્યો, કટાક્ષ કરતી જાય;
ચાતુરી ઘણી ચાળવી, તોય ન ચેત્યો રાય.
રીસ કરી રામા વદે, સાંભળ રાજકુમાર;
કોણ કારણ ગ્રહ્યું કામઠું, શીદ વેંઢારે ભાર ?
રાય સુણી અચરત થયો, સાથી સામું જોય;
શું કહે છે એ કામની, કહી નવ શકે કોય.
કહે રામા તું કોણ છે, કોણ તમારી જાત ?,
આ કારણ પડ્યું પૂછવું, તે કહો મુજને વાત.

નારી વેણુ જ ઓચરી, સાંભળ સાચુ ધીર;
કશી ભરીને નાખ તુ, મારા કુંભ પર તીર.
કુંભે તીર જ વાગશે, ચાલશે જળની ધાર;
હોડ આપણે એટલી, આપું એકાવળ હાર.

[ પણ આવતા તીરને ઝાલી લઉં ને તમારી પેલી ફાળ ચુકાવું, તો તમારે મારે ઘેર આવી મારી વેરે લગ્ન કરવું. ]

મહિપતિ રીઝયો મન વિષે, એ તો રૂડી વાત;
હું નિશાન ભૂલું નહિ, એહ તો કોણ માત્ર?
તાણી તીર જ નાખિયું, રાજાએ દઈ દોટ;
આવતું ઝાલ્યું ઝડપશું, ચૂકવી પહેલી ચોટ.
સખીઓ સાથે હસી પડી, ચડી રાયને રીસ;
કો કાળે ભૂલું નહિ, જાણે છેદું શીશ.
પ્રધાને વારી રાખ્યો, રીસ ન કીજે રાઓ;
મુખથી વેણુ જ જો ઓચર્યો, એને મંદિર જાઓ.
પછી રાય હસી બોલિયો, કહો આવ્યાની વાટ;
મંદિરનું દે પારખું, આવું પડતી રાત.
નિત્યે પાવક પરજળે, મૃત સજીવન થાય;
તેથી મોહોલ ઊચેરડો, એ એંધાણી રાય.
અગ્નિથકી લોઢું ગળે, જીવતી ધમણો સાર;
મંદિર કહ્યું તે માનની, લક્ષ વસા લોહાર.
જેને દીઠે જગ મોહે, તેનું છેદે શીશ;
તેને ઘેર થઈ આવજો, રવિ આથમતે દીશ.
નિર્મળ વાડી વનસ્પતિ, નિર્મળ નીર શું નેહ;
પુષ્પો વીણે પ્રીત શું, માળી મંદિર તેહ.
જેહ સમારે તુજને, તેને સમારે જેહ;
તેથી મહોલ ઊચેરડા, સહી એંધાણી એહ.

શોભા દે સહુ લોકને, તેને ઉજ્જવળ કામ;
શામા સમજાવ્યું તમે, ધોબી એનું નામ.
જેને ખાધે વિષ ચડે, તેને જો કોઈ ખાય;
તે મેલું મુજ બારણે, એ એંધાણી રાય.

ઉત્તર: મોર

કુરંગ હેમ સરીખડો, પૂછ પીવતો નીર;
તે મેલું મુજ બારણે, આવજો આણી ધીર.
દિવસે મારે કામની, કુલમાં કરે ઉદ્યોત;
ઘેર ઘેર અજવાળું કરે, જુવતી દીપક જ્યોત.
મુખે મધુરું બોલતો, ચાતુર નર વશ હોય;
તેનો શબ્દ સુણી આવજો, જેમ ન જાણે કોય.
ભોગી માણે ભૂપતિ, તેને વા'લો તંત્ર;
બોલે બેસી જોખથી, જુવતી તે તો જંત્ર.
રાંક અઢારે વર્ણમાં, જે વડે તારું રાજ;
ધીરજ રાખી આવજો, જાત અમારી આજ.
ડાહ્યો અકલે આગળો, સર્વ કળાનો સૂત્ર;
નારી મેં તે ઓળખ્યો, વણિક કેરો પુત્ર.
અમુલક બેજે તમકને, જલમાં નીપજે જેહ;
એ બે કીજે એકઠાં, તાત અમારો તેહ.
અમુલક બે તે નેણ છે, જળમાં કમળ સુધામ;
નારી તેં મુજને કહ્યું, નેન કમળશા નામ.

( ચોપાઈ )

એવું કહીને નારી જાય, મનમાં હરખ્યો પોતે રાય;
આપ આપણે મંદિર ગયાં, સાંજ સમયે બે તત્પર થયાં.
કહ્યાં એંધાણ ધરીને ગર્વ, રાજાને મન વસિયાં સર્વ;
પ્રીત થકો રાજા પરવર્યો, શ્રી મહોલ સામો સંચર્યો.

ઊઠી અબળાએ કર્યો પ્રણામ, ભલે પધાર્યાં રૂડે કામ;
પાંચ પદારથ પામ્યાં અમો, પ્રીતે કરી પધાર્યા તમો.
રાજા બેઠા પાસે જઈ, સ્ત્રી કર જોડી ઊભી રહી;
ભામનીએ નીરખ્યો તે ભૂપ, રાજબીજ રઢિયાળું રૂપ;
રાજાએ રાણી નીરખ્યાં, બેઉ જણુ હૈડે હરખિયાં.

( દોહરા )

સુલોચના એમ ઓચરે, સાંભળ રાય સુધીર;
જો વરું તો તુજને વરું, નહિ તો પાડું શરીર.

[ બાઈનો મરજી એવી હતી કે, તે જ વખતે ગાંધર્વ વિવાહ કરવો, પણ રાજકુમારને એમ છાનું પરણવું ઠીક લાગ્યું નહિ તેથી તેણે ના કહી. ]

વિનતા વળતી ઓચરી, એ શું બોલ્યા રાય?
ના કહેતાં મરશું અમો, તે તમને હત્યાય.
રાય કહે સુણ સુંદરી, એમાં અમને ખોડ;
કાલ સવારે પરણશું, આપણ જુવતી જોડ.
હૈડે ધીરજ રાખ તું, જઈ સંભળાવું તાત;
નગરલોક સહુ દેખતાં, ઝાલું જમણો હાથ.
મંડપ રચાવું મોકળો, પરણું રૂડી પેર;
પટરાણી કરું પ્રેમશું, રાખું મારે ઘેર.

[ રાજકુમારના એ વચનથી સુલોચના સંતોષ પામી પોતાની માની પાસે ગઈ અને કુંવર અહીં શેઠને ઘેર રાત્રે સૂઈ રહ્યો, એવામાં બીજું કૌતુક થયું. ]

( ચોપાઈ )

તેણે સમે વળતું શું થાય, સજી સભાને બેઠો રાય;
ચંપકસેન નામ જે તણું, ઢળે છત્રશિર શોભિત ઘણું.

નિશા અંધારી દીપક બળે, રાજકુળ છત્રીશે મળે;
રાગ રાગણી છત્રીશ થાય, બહુ મળ્યા રાણા ને રાય.
વિવિધ પ્રકારે થાયે ગાન, એ રીતે બેઠા રાજન;
પહોર રાત એમ કરતાં ગઈ, નગરમાંહી ત્યાં બૂમ જ થઈ.
ધસમસીને ત્યાં આવ્યા લોક, સૌ કોને મન પ્રગટ્યો શોક;
રાય સભામાં આવી રહ્યા, કારણ રાજા આગળ કહ્યાં.
રાય બચ્યાનો નથી રે લાગ, નગર વિષે આવ્યા બે વાઘ.
રાજાજી સાંભળજો વાત, માણસ ત્રણની કીધી ઘાત;
સુણતાં રાય થયો અસવાર, સોંઢયા છે ત્યાં મહા ઝુઝાર.
નગર થકી બહાર નીસર્યો, ઘેરી વાઘ બે આગળ કર્યાં;
રાજા સૌથી આગળ રહે, ક્રોધ કરીને વાણી કહે.

( દોહરા )

નગરપડો વજડાવિયો, વરતાતી છે આણ;
જે નહિ આવે રણ વિષે, તેના લેઉં પ્રાણ.
રહે રાયના દેશમાં, અન્ન રાયનું ખાય;
વહેલો આવી આ ઘડી, રણમાં સાથે થાય.
પાંચથકી પચાસનો, પાળો કે અસવાર;
જે નહિ આવે રણ વિષે, તેને મારું ઠાર.
વૃદ્ધ પ્રધાન વાણી વદે, એમ ન બોલો બોલ;
કોઈક એવો રહી જશે, ઊતરશે તુજ તોલ.
નહિ શુદરુ પરધાનને, નહિ બેટો કે બાપ;
પક્ષ કરું જો કોઈનો, બ્રહ્મહત્યાદિક પાપ.

( ચોપાઈ )

ચંપકસેને કોલજ કર્યો, શિકાર કરવાને સંચર્યો;
અન્યોઅન્ય સેના સંચરે, ઘેરી વાઘને આગળ કરે.

એમ કરતાં વીતી મધ્યરાત, વાઘ બેયની કીધી ઘાત;
રાજા મનમાં હરખ્યો બહુ, વજીર સાથે હરખ્યા સહુ.
રણમાં સભા કરીને રાય, સૌ કોને ત્યાં કરે પસાય;
હું તેને આપું સરપાવ, જેણે વાઘ પર કીધા ઘાવ.

(દોહરા)

કર્યું નિરીક્ષણ નરપતિ, જોયાં સઘળાં રૂપ;
દષ્ટે આવી ન ચડ્યો, પુષ્પસેન સુત ભૂપ.
ક્રોધપૂર્ણ રાજા થયો, ભમર ચઢાવી શીશ,
જઈ સુતને હાથે હણું, રવિ ઊગતે દીશ.
હત્યા ન ગણું બાળની, વચન અમારું જાય;
રાવત સૌ ઝાંખા થયા, કર્યો મહા અન્યાય.

(ચોપાઈ)

રાતે સર્વે રણમાં રહ્યું, ઊગ્યો સૂર્ય ને વહાણું થયું;
પ્રાતઃકાળ થયો જેટલે, પુષ્પસેન જાગ્યો તેટલે.
રવિ ઊગમતે તે ઊઠ્યો, પાગ સમારી બેઠો થયો;
પ્રમદા આવી પાલવ ગ્રહ્યા, રાજાને એમ વચન જ કહ્યાં.
તમો વિના મેં રહ્યું ન જાય, ઘડી એક વરસની થાય;
તમ દીઠે મુજ ભાંગે ભૂખ, અણદીઠે ઊપજે મહા દુઃખ.
રાય કહે ધીર રાખો તમો, વચન મારું જે વરશું અમો;
વચન દેઈ ને મહિપતિ ગયો, મહોલ પોતાને દાખલ થયો.
આવતો માર્ગ નીરખ્યો તન, ઊલટ વધી માતાને મન;
કહો કુંવર કયાંથી આવ્યા, સામાચાર શા શા લાવિયા.
કોણે વાઘ હણ્યા કઈ પેર, રાજકુંવર પધાર્યા ઘેર;
જીતી જશ તે કોણે લીધ, કેટલાને સરપાવ જ દીધ.
મા શું વાઘ શું કહો છો તમો, વાત કશી પ્રીછું નહિ અમો;
રાતે તે શી થઈ છે વાત, કયાંહાં ગયા છે મારો તાત?

(દોહરા)

રાતે વાઘ બે આવીઆ, સેન ગયું રણમાંય;
નગરપડો વજડાવિયો, તું કેમ ન ગયો ત્યાંય?
વચન સુણીને માતનું, ચાલ્યો રાજકુમાર;
અશ્વે બેસી એકલો, ગયો નગરની બહાર.
કટક સર્વ પાછું વળ્યું, જાણે સાગરપૂર;
કુંવર મળિયો વાટમાં, ત્યાં ઊગમતે સૂર.
પિતા સમીપે આવિયો, પાળો થઈ તે વાર;
કર જોડીને કુંવરે, કીધો જઈ જુહાર.

(ચોપાઈ)

રાયની કરડી દીઠી દૃષ્ટ, કુંવર મનમાં પામ્યો કષ્ટ;
કુંવર મનમાં ઝાંખો થયો, સૌની પાછળ પાછળ રહ્યો.
રાજા આવ્યો રણમાં જઈ, સેના સૌ સૌને ઘેર ગઈ;
ચંપક બેઠો આસન ચડી, તેડ્યો કુંવરને તે ઘડી.
નાનું મોટું નગરનું સહુ, મળી ખલક જોવાને બહુ;
સાચું કહો રહ્યા કયાં રાત, વળતી આવ્યા કેમ પ્રભાત?
વળતી કુંવરે વચન જ કહ્યું, જેમ સરજ્યું હતું તેમ જ થયું;
રાજાજી જે કહો તે કરું, ઘો આજ્ઞા તો મસ્તક ધરું.
શાને પૂછો રાખણહાર, હું અન્યાયી ઊભો આ ઠાર;
બોલ્યો રાય ચડાવી રીશ, જાઓ કુંવરનું છેદો શીશ.
એની જે કો કરશે વાર, મારું તેને સાથે ઠાર;
ચંપક વાણી એમ બોલિયો, હાહાકાર નગરમાં થયો.
એક વચન કરી માનો સત્ય, વાર ન લાગે કહે ભૂપત્ય;
નગરલોક સૌ મનમાં લહે, કોણ એવો જઈ રાયને કહે?
બેઠી હતી રાણીજી જહાં, તે વાત વળતી ગઈ તહાં;
મારા સુતને મારે આજ, તેનાં ચક્ષુ કરાવું ત્યાંજ.

જો કોઈ લહે કુંવરનું નામ, તેનો ફેડું નિશ્ચે ઠામ;
ચઢાવી દૃષ્ટિ છૂટે કેશ, ભર જોબનમાં બાળે વેશ.
રાણીએ મન આણી ગર્વ, સોંઢાડી સાહેલી સર્વ;
લાગી વાર જ કરતાં વાત, સાહેલિયો મળી સેંસાત.
સહુકો ખડ્ગ ઉઘાડાં કરી, રાજસભા માંહે સંચરી;
જઈ નરપતિને કર્યા પ્રણામ, માગું છું હું એક ઇનામ.
રાય કહે માગો છો તમો, તે હાથથી નહિ આપું અમો;
તારા મનથી માગ્યો સુત, તું ઉગારવા આવી પૂત.

(દોહરા)

રાણી મન વિમાસિયું, જાતનું કશું જતન;
છીંવ્યાથી મરવું ભલું, જો સૂત જાય રતન.
ક્રોધ કરીને કામની, ધરી રાયશું રોષ;
શોક કરી બેઠી સભા, કોઈ ન દેશો દોષ.
રાજાને કહ્યું રાણીએ, કોઢે ગળશે જાત;
હમણાં તુજને લાગશે, સ્ત્રીહત્યા સેંસાત.
બ્રહ્મહત્યા છૂટ્યા તણો, કોઈક કાળે પાર;
સ્ત્રીહત્યા જેણે કરી, નહિ નરકમાં ઠાર.

(ચોપાઈ)

વચન સુણી માતાજી તણું, કુંવર મન દુઃખ પામ્યો ઘણું;
સુત માને જઈ લાગ્યો પાય, ફોકટ બોલો કાં અન્યાય?
મારા તાતનું વચન જ જાય, શેં કામે આવે આ કાય?
જાયું તે જાવાનું સર્વ, ગંદી દેહ તણો શો ગર્વ?
મુજ પિતાથી ઉગારશો, જમકિંકરને કયાં વારશો?
એક વચન માટે બલિ છળ્યો, પૂરણ વચન પોતાને મળ્યો.
હરિશ્ચંદ્ર અંત્યજ ઘેર રહ્યો, વિભીષણ લંકાપતિ થયો;
વચને પાંડવ વનમાં ગયા, વચને કૌરવનો ક્ષય થયો.

અહંકારી અભિમાની હોય, ચિરંજીવી જગમાં નહિ કોય;
જાઓ બેસો તમે રૂડી પેર, પ્રીછવી માને મોકલી ઘેર.
કહ્યું તાતને મૂકી મામ, તમે તમારું કરોને કામ.

( દોહરા )

રાયે મન વિમાસિયું, મોટી હત્યા બાળ;
કુંવરને હાથે હણી, આણું મારો કાળ.
કોલ પળે સુત ઊગરે, સ્ત્રીહત્યા નવ થાય;
કહ્યું પ્રધાનને તે કરો, પૂછો પંડિત રાય.
તેડ્યા પંડિત પ્રીતશું, પ્રધાન પૂછે જોષ;
કહો કેમ સૌ ઊગરે, દીસે ન કોઈને દોષ.
પ્રીત કરી પંડિત કહે, સુણો રાય એ સૂત્ર;
બોલ તમારો પાળવા, વનમાં કાઢો પુત્ર.
અમ શિર દોષ ન દીજિયે, સુણો રાય સુજાણ;
જેવી શાસ્ત્રોમાં ઘટે, એવી બોલુ વાણ.

( ચોપાઈ )

ક્રોધે બોલ્યો ચંપકરાય, કુંવરને કાઢો વનમાંય;
પછી પંડિતની ભાંગી ભૂખ, ટાળ્યું જન્મ બધાનું દુઃખ.
પુષ્પસેને સજ્યો કેકાણ,[1] અંગે ધર્યાં ધનુષ ને બાણ;
માગી શીખ ચાલ્યો જેટલે, પ્રધાનપુત્ર મળ્યો એટલે.
પરસ્પરે રોયા બે જણા, રોતાં કાંઈ ન રાખી મણા;
પૂછે વિચાર બ્રાહ્મણ જન, વળતી સુજને કાઢે વન.
વળતી મિત્ર ગયો તે ત્યાંય, રાજસભા બેઠી છે જ્યાંય;
માન દઈ મહિપતિને મળ્યો, એક અરજ મારી સાંભળો.

૧ ઘોડો.

(દોહરા)

વછરસુત વાણી વદે, સુણો રાયજી સૂત્ર;
એક વચનને કારણે, વનમાં કાઢો પુત્ર.
એણે વચન તમ પાળિયું, ઉત્તમ કીધો ન્યાય;
વચન જાય તમ પુત્રનું, એ મોટો અન્યાય.

(ચોપાઈ)

સુતને તેડીને પૂછિયું, સત્ય કહો કાલે કેમ થયું;
ક્યાંહાં રહ્યા'તા કેને કાજ, સાચું બોલ તજીને લાજ.
જે તારા મનમાંહી હોય, મારી આગળ ભાખો સોય;
સુત કહે સાંભળો મહારાજ, વનમાં જાતાં હરખ્યો આજ.
મુજને વહાલી નથી મુજ દેહ, સત્ય કરી માનોજી તેહ;
કાલે મુજને કૌતુક થયું, બીક થકી કોઈને નવ કહ્યું.
આજ તમે તજિયો છે ક્રોધ, તો સાચો બોલું પ્રતિબોધ.

(દોહરા)

નેનકમળ વહેવારિયો, નગર તમારામાંય;
બત્રીશ લક્ષણ આગળી, તેને છે કન્યાય.
કરમસંજોગે તે મળી, નાખ્યો તેણે પાશ;
વચન દીધું વરવાતણું, ભાગી તેની આશ.
આશાભંગી જે કરે, કોલ બેકોલી થાય;
મહાનરકમાં માનવી, જરૂર તે તો જાય;
ચંપક ચિત્તમાં ચિંતવે, સર્વ સુણી વૃત્તાંત;
તરત શેઠ તેડાવિયો, અધિપતિએ એકાંત.
મહાજન આવ્યા મલપતા, જ્યાં બેઠા છે રાય;
ભૂપે માન દીધું ઘણું, આવી નમિયા પાય.

રાય કહે સુણુ શેઠજી, માગું છું હું માન;
નેનકમળની દીકરી, આપો અમને દાન.
વળતા મા'જન બોલિયા, સાંભળ રે ભૂપાળ;
કન્યા અમો કેમ દીજિયે, બેસે શિર પર ગાળ.
તમો ક્ષત્રી અમો વાણિયા, તમે રાય અમો રાંક;
વરકન્યા પરણે નહિ, વૈશ્યો કાઢે વાંક.

(ચોપાઈ)

નરપતિ કહે નહિ મારો વાંક, એ કન્યાયે વાળ્યો આંક;
મુજ કુંવરને તેડી ગઈ, કીધો કોલ અમારી થઈ.
તેને જઈ પૂછો નિરધાર, જેમ ઘટે તે કરો વિચાર;
શેઠ સુણી આવ્યા ઘરમાંય, પુત્રીને જઈ પૂછ્યું ત્યાંય.
સત્ય વચન તું કહેજે આજ, જેમ કહે તે કરીએ કાજ;
પુત્રી કહે વર એ જ પ્રમાણ, નહિ તો મારા છોડું પ્રાણ.
શેઠે વાત ધારી તે ધ્યાન, દેઉં કુંવરને કન્યાદાન;
નવ આપું તો પુત્રી મરે, વળી રાજા મન વેર જ ધરે.
કહો છો તો રાજા લીજીએ, કન્યાદાન અમો દીજિયે.

(દોહરા)

મારી પુત્રી લાડકી, તમ સુત બાવન વીર;
જુગતું જોડું પરણશે, જમ સાકર ને ખીર.

(ચોપાઈ)

રાજા કહે ન લગાડો વાર, સામગ્રી કરજો તૈયાર;
શાને વાર કરો એવડી, જાઓ પરણાવી દ્યો આ ઘડી.
મંદિર આવ્યો વેવારિયો, સમાચાર જઈ સ્રીને કહ્યો;
કુંવરી તો ઇચ્છાવર વરે, ના કહીએ તો નિશ્ચે મરે.
શેઠાણીએ તો સુણી લહ્યું, જઈ કુંવરીની આગળ કહ્યું.

માતા સમજો, દુઃખ દિલ ધરો, નયને આંસુ શાને ભરો ?
જ્યાં જાઉં ત્યાં સુખ જ હોય, મુજને ગાંજી શકે ન કોય.
પ્રસન્ન થઈને શીખ દીજિયે, પ્રણામ લક્ષવરાં લીજિયે;
ચાલો કહેતાં જીવ ન જાય, પણ શું કરીએ કોપ્યો રાય.

( દોહરા )

વચન માતનું શિર ધર્યું, ત્યાંથી ચાલ્યો જાય;
સામો જઈ ઊભો રહ્યો, જ્યાં છે રાજસભાય.
શીશ નમાવ્યું તાતને, સભાને કર્યો જુહાર;
રાજા બેઠો ત્યાં જઈ, ચરણે નમ્યો કુમાર.
રાજા મુખથી બોલિયો, જો સુત મહારો હોય;
વનમાં જાજો એકલો, સાથે ન લઈશ કોય.
હું ને અશ્વ અમારડો, ન કરું કોઈની આશ;
જો કોઈ સાથે સંચરું, સુકૃત થાશે નાશ.
સેવક સાથે સંચરે, તે કાયરનું કામ;
જાઉં વનમાં એકલો, 'પુષ્પસેન' મુજ નામ.
એમ કહી પાછો વળ્યો, ન હોય મન ઉચાટ;
પ્રધાનપુત્રે નીરખિયો, ઊપજ્યો મન ગેંગાટ.
પ્રધાનસુત પાછો વળ્યો, હૈડું ફાટી જાય;
સાથે આવું કેમ કરી, વારી રાખે રાય.
વળતી નિજ નારી કને, આવ્યો રાજકુમાર;
નારે નીરખ્યો કંથને, કીધું રુદન અપાર.
નારી પ્રત્યે નેહનાં, કહ્યાં વચન બે-ચાર;
જો જીવશું તો આવશું, નહિ તો કોટી જુહાર.

( ચોપાઈ )

સ્ત્રી કહે અશ્વથકી ઊતરો, મારે હાથે ભોજન કરો;

( દોહરા )

રાજકુંવર તને પરણશે, હવણાં જાશે રાન;
લખ્યું હશે તો આવશે, તું સુણ તારે કાન.
કર્મે મારે જે લખ્યું, તે થાશે મુજ હાલ;
રૂડો ભૂંડો મેં વર્યો, આ ઠેકાણે કાલ.
તું જાણે વરું રાયને, બેઠી ચાવું પાન;
એ તો રહેશે ઓરિયો, સમજે આણી સાન.
કાલ સવારે કાઢશે, રઝળી ભરશે પેટ;
તાત કહે છે તાહરો, નહિ સુખ પામે નેટ.
કન્યા માતાને કહે, કર જોડીને વાત;
માનું નહિ હું માવડી, ઘેલો થયો મુજ તાત.
તાત શું બેઠો દીન થઈ, કરો ગણેશ આચાર;
લગન ચોઘડિયું જાય છે, હવે ન કરવી વાર.
આવ્યો રાજા પરણવા, વાગ્યાં વડાં નિશાન;
પાટ બેસાડી પદ્મની, જાણે ઊગ્યો ભાણ.
હાથ મેળાવ્યો હાથશું, આરોપી વરમાળ;
મૂર્ત એકમાં ઊઠિયાં, પરણી તે તત્કાળ.
આશીર્વાદ વિપ્રો વદે, વેદ વદીને વાણ;
ચિરંજીવી રહે બે જણા, બોલે લોક પ્રમાણ.
પરણી ઊઠ્યાં પાટથી, ઉતારી વરમાળ;
મીંઢળ છેડા છૂટશે, લખ્યું હશે તે કાળ.
શીખ માગી નારી કને, હું પરદેશ પળીશ;
હુકમ લઈને હજૂરનો, જાતાં તને મળીશ.

( ચોપાઈ )

પુષ્પસેન પરણી પરવર્યો, નમસ્કાર જઈ માને કર્યો;
માતાજી અમો વન ચાલશું, લખ્યું હશે ત્યારે આવશું.

માતા સમજો, દુઃખ દિલ ધરો, નયને આંસુ શાને ભરો?
જ્યાં જાઉં ત્યાં સુખ જ હોય, મુજને ગાંજી શકે ન કોય.
પ્રસન્ન થઈને શીખ દીજિયે, પ્રણામ લક્ષવરાં લીજિયે;
ચાલો કહેતાં જીવ ન જાય, પણ શું કરીએ કોપ્યો રાય.

( દોહરા )

વચન માતનું શિર ધર્યું, ત્યાંથી ચાલ્યો જાય;
સામો જઈ ઊભો રહ્યો, જ્યાં છે રાજસભાય.
શીશ નમાવ્યું તાતને, સભાને કર્યો જુહાર;
રાજા બેઠો ત્યાં જઈ, ચરણે નમ્યો કુમાર.
રાજા મુખથી બોલિયો, જો સુત મહારો હોય;
વનમાં જાજો એકલો, સાથે ન લઈશ કોય.
હું ને અશ્વ અમારડો, ન કરું કોઈની આશ;
જો કોઈ સાથે સંચરું, સુકૃત થાજો નાશ.
સેવક સાથે સંચરે, તે કાયરનું કામ;
જાઉં વનમાં એકલો, 'પુષ્પસેન' મુજ નામ.
એમ કહી પાછો વળ્યો, ન હોય મન ઉચાટ;
પ્રધાનપુત્રે નીરખિયો, ઊપજ્યો મન ગેંગાટ.
પ્રધાનસુત પાછો વળ્યો, હૈડું ફાટી જાય;
સાથે આવું કેમ કરી, વારી રાખે રાય.
વળતી નિજ નારી કને, આવ્યો રાજકુમાર;
નારે નીરખ્યો કંથને, કીધું રુદન અપાર.
નારી પ્રત્યે નેહનાં, કહ્યાં વચન બે–ચાર;
જો જીવશું તો આવશું, નહિ તો કોટી જુહાર.

( ચોપાઈ )

સ્ત્રી કહે અશ્વથકી ઊતરો, મારે હાથે ભોજન કરો;

વિપ્ર જ વાણી બોલિયો, તું શે ન જાણે મન ?
ધારનગર રળિયામણું, કુંતીભોજ રાજન.
વદન નમાવ્યું વિપ્રને, પછી બેઠ્યો ઠેકાણુ;
નગર અનુપમ નીરખિયું, જાણે ઊગ્યો ભાણુ.
ગઢ દીસે રળિયામણો, દેખી રીઝ્યો રાય;
સુવર્ણ કુંભે સુંદરી, જળ ભરવાને જાય.
વડી જુક્તિ વાડીતણી, પુષ્પો આઠ વિશેક;
વર્ણન પુરતું શું કરું, કેતાં ના'વે છેક.
રાજસભામા સંચર્યો, ઉત્તમ શોભા હોય;
નૃત્ય કરે વારાંગના, તે દેખી મન મહોય.
પંડિત બેઠા પાંચસેં, રાજકુળી છત્રીશ;
જોશી જુગતે ઓચરે, લક્ષણધર બત્રીશ.
જમણી પાસે જુગતશું, પ્રધાન જે ધનરાજ;
ડાબી પાસે બેટડો, કાન કુંવર મહારાજ.
કળાવંત કળા કરે, ગુણીજન ત્યાં ગુણ ગાય;
ચમર ઢળે ચોપાસથી, કનક સિંહાસન રાય.
રાજસભા મનમાં વસી, હૈડે હરખ્યો રાય;
ક્યાં જઈએ આવું તજી, ઉત્તમ આજ સભાય.
પંડિત સૌને પ્રણમિયો, રાયને કર્યો જુહાર;
ભૂપતિ મન આનંદિયો, દેખી રાજકુમાર.
રાજસભામાં જઈ રહ્યા, સહુનાં રીઝ્યાં મન;
માન દઈ બોલાવિયા, મન હરખ્યો રાજન.
કોણ તણા તમ બેટડા, કોણ તમારો દેશ ?
કિયા મુલકથી આવિયા, પૂછે વાત નરેશ ?
પૃથ્વી દેશ અમારડો, તાત તો સરજનહાર;
ઉમેદવાર ઓળગતણો, જ્યાં ધાર્યું કર્તાર.

રાજસભા રાજી થઈ, બંધાવ્યો તોખાર;
ખાઓ, પીઓ, આનંદ કરો, એમ બોલ્યા દરબાર.
અહીં રહો, ઓળગ કરો, સહસ્ર ટકા લ્યો રોક;
કુંવર સાથ નિત્યે રમો, ન હોય મનને શોક.
નિત્ય વાડીએ સંચરો, ચોરે ચૌટે જાય;
જાણીતો થયો નગરમાં, આવ્યા અમુલખરાય.
વાતો સઘળે વિસ્તરી, સુંદર ચતુર સુજાણ;
જ્યાં બેઠી પદ્માવતી, દાસી કરે વખાણ.
કુંવરી કુંતિભોજની, પદ્માવતી અભિધાન;
શશિવદની મૃગલોચની, હીરા દંતસમાન.
સાહેલી સોળ વર્ષની, સુલેખા તેનું નામ;
જ્યાં બેઠાં પદ્માવતી, તે આવી તે ઠામ.

( ચોપાઈ )

હસતી રમતી ને બોલતી, આવી નિકટ દાસી ડોલતી;
વાત સુણો બાઈ અમતણી, અમને આપો વધામણી.
તમ સરખો દીઠો એક ભૂપ, તમથી અદકું તેનું રૂપ;
કોઈ નગરનો છે રાજિયો, મહાસંકટે અહીં આવિયો.
રૂપ સુરૂપ છે લક્ષણસાર, કારણ રૂપ તણો અવતાર;
હેત કરી રાખ્યો છે રાય, તેની શોભા કહી નવ જાય.
અશ્વ અનોપમ ઉપર ચઢ્યો, કાલ અમારી દ્રષ્ટે પડ્યો;
ચિત્ર લખેલી હું તો થઈ, સુધ બુધ, મારી સર્વે ગઈ.
વર્ષ સોળ બાઈ મુજને થયાં, એવાં રૂપ મેં નવ નીરખિયાં;
સહી માનજો મારું કહ્યું, રૂપ અલૌકિક મેં તો લહ્યું.

( દોહરા )

પદ્માવતી કહે પ્રેમ શું, સાંભળ સહિયર એહ;
વખાણ તું કરે જેહનું, મુજને દાખવ તેહ.

ઉત્તર :

પાન, પાઘ ને પદ્મણી, પરિમળ ને પોશાગ,
પાચે વહાલા પુરુષને વળી પૂછ સદ્ભાગ.

પ્રશ્ન :

ધન ધન તારી સૂઝને, ધન ધન રાજકુમાર,
પાચ ક વહાલા કામની, એહ હવે ઉચ્ચાર.

ઉત્તર :

કાજળ કકુ કચવો, વળી કસુબો કત;
પાચ ક વાલા પદ્મણી, સુણજે નાર સુચંત.

પ્રશ્ન :

જુગતું બોલ્યા જાણીતા, લાગી મન શુ રાઝ્ય,
પાચ કકા નથી તુજ કને, તે તુ કહી દેખાડય.

ઉત્તર :

કૂડ કપટ કુલક્ષણો, કૂડી જાત કુનારી,
એ પાચે નથી મુજ કને, સાભળ રાજકુમારી.

પ્રશ્ન :

કહો છો છેયે એકલા, તમ સાથે છે સાત,
પ્રગટ દેખું છુ તમ કને, તે કહો સાચી વાત.

ઉત્તર :

તીર તરકસ તરવાર ને, ભાલો ને તોખાર,
ઢાલ અને વળી ચાબખો, સાત સાથી છે સાર.

પ્રશ્ન :

. પખી ઊડે જીવ વિના, બેસે જેની ડાળ,
મૃત્યુ પમાડે દેખતા, કહો મુજને ભૂપાળ.

માતા સમજો, દુઃખ દિલ ધરો, નયને આંસુ શાને ભરો ?
જ્યાં જાઉં ત્યાં સુખ જ હોય, મુજને ગાંજી શકે ન કોય.
પ્રસન્ન થઈને શીખ દીજિયે, પ્રણામ લક્ષવરાં લીજિયે;
ચાલો કહેતાં જીવ ન જાય, પણ શું કરીએ કોપ્યો રાય.

( દોહરા )

વચન માતનું શિર ધર્યું, ત્યાંથી ચાલ્યો જાય;
સામો જઈ ઊભો રહ્યો, જ્યાં છે રાજસભાય.
શીશ નમાવ્યું તાતને, સભાને કર્યો જુહાર;
રાજા બેઠા ત્યાં જઈ, ચરણે નમ્યો કુમાર.
રાજા મુખથી બોલિયો, જો સુત મહારો હોય;
વનમાં જાજો એકલો, સાથે ન લઈશ કોય.
હું ને અશ્વ અમારડો, ન કરું કોઈની આશ;
જો કોઈ સાથે સંચરું, સુકૃત થાજો નાશ.
સેવક સાથે સંચરે, તે કાયરનું કામ;
જાઉં વનમાં એકલો, 'પુષ્પસેન' મુજ નામ.
એમ કહી પાછો વળ્યો, ન હોય મન ઉચાટ;
પ્રધાનપુત્રે નીરખિયો, ઊપજ્યો મન ગભરાટ.
પ્રધાનસુત પાછો વળ્યો, હૈડું ફાટી જાય;
સાથે આવું કેમ કરી, વારી રાખે રાય.
વળતી નિજ નારી કને, આવ્યો રાજકુમાર;
નારે નીરખ્યો કંથને, કીધું રુદન અપાર.
નારી પ્રત્યે નેહનાં, કહ્યાં વચન બે-ચાર;
જો જીવશું તો આવશું, નહિ તો કોટી જુહાર.

( ચોપાઈ )

સ્ત્રી કહે અશ્વથકી ઊતરો, મારે હાથે ભોજન કરો.

ઉત્તર :

પાન, પાઘ ને પગરખી, પરિમળ ને પોશાગ,
પાંચે વહાલાં પુરુષને વળી પૂછ સફભાગ.

પ્રશ્ન :

ધન ધન તારી સૂઝને, ધન ધન રાજકુમાર;
પાંચ ક વહાલા કામની, એહ હવે ઉચ્ચાર.

ઉત્તર :

કાજળ કંકુ કંચવો, વળી કસુંબો કંત;
પાંચ ક વાલા પદ્મણી, સુણજે નાર સુચંત.

પ્રશ્ન :

જુગતું બોલ્યા જાણીતા, લાગી મન શું રાચ્ય;
પાંચ કકા નથી તુજ કને, તે તું કહી દેખાડય.

ઉત્તર :

કૂડ કપટ કુલક્ષણો, કૂડી જાત કુનારી;
એ પાંચે નથી મુજ કને, સાંભળ રાજકુમારી.

પ્રશ્ન :

કહો છો છેયે એકલા, તમ સાથે છે સાત;
પ્રગટ દેખું છું તમ કને, તે કહો સાચી વાત.

ઉત્તર :

તીર તરકસ તરવાર ને, ભાલો ને તોખાર;
ઢાલ અને વળી ચાબખો, સાત સાથી છે સાર.

પ્રશ્ન :

પંખી ઊડે જીવ વિના, બેસે જેની ડાળ;
મૃત્યુ પમાડે દેખતાં, કહો મુજને ભૂપાળ.

ઉત્તર :

કુંવર કહે સુણુ કામની, સૌ હું સમજ્યો એહ;
સમસ્યામાં સમજાવિયો, તીર કહીને તેહ.

પ્રશ્ન :

ઉત્તમ કુળથી ઉપની, તાતતણો જે તાત;
તે સાથે વિ'વા કર્યો, સમજો સજ્જન વાત.

ઉત્તર :

મહીપતિ કહે સુણુ માનની, ઉત્તર આપું એહ;
એ સમસ્યા હું સમજિયો, તક કહી જે તેહ.

( ચોપાઈ )

એવાં વચન વનિતાએ કહ્યાં, રાજકુમારે મનમાં લહ્યાં;
પ્રતિ ઉત્તર એનો આપિયો, સ્રીને મન ભૂપતિ ભાવિયો.

( દોહરો )

રામાને રાજા કહે, છો તમે ચતુરસુજાણ;
અમને ઉત્તર આપિયે, બોલ્યો રાય પ્રમાણ.

**સમસ્યા**

પ્રશ્ન :

એક નરે સ્રી શોભતી, સ્રીને વાલી અપાર;
ગળસ્થળે ચુંબન કરે, તે કહો રાજકુમાર.

ઉત્તર :

કુંવરી કહે અકોટડી, તમે પૂછિયું તેહ;
બીજું પૂછો રાયજી, ઉત્તર આપું એહ.

પ્રશ્ન :

શત નર બાંધ્યા બંધને, મળી નર થયો એક;
તે નર તારી પાસ છે, પહોલો સ્રીને પરોક.

ઉત્તર :

કુંવરી કહે સુણુ રાયજી, ઉત્તર આપું એહ;
હાર નામ છે એહનું, તમે બતાવ્યો તેહ.

( ચોપાઈ )

રાજાએ જે પૂછી વસ્ત, સ્રીએ ઉત્તર કર્યાં સમસ્ત;
એક અકથી એદકી ચાતુરી, બાંધી ન શકે કોઈ બાકરી.
માંહોમાંહે હરખ જ ધરે, ત્યાં વિહંગના સખી ઉચ્ચરે;
તમો બેઉ છો ચતુરસુજાણ, તમ આગળ મુજ મતિ અજાણ.
બાઈ જો મન માને તાહરું, રાજા સાથે વાતો કરું;
કુંવરી કહે બોલજે સત્ય, મારા લૂણની રાખે પત્ય;
હરખ ઘણો હૈયે આણીએ, બોલીએ જે બોલી જાણીએ.

( દોહરો )

પર પરાક્રમ પર ચાતુરી, પર લક્ષ્મી પર નાર;
તેશું વાદ ન કીજિયે, સાંભળ રાજકુમાર.

( ચોપાઈ )

વિહંગના વાણી ઉચરે, હેતે રાજા હૈડે ધરે;
તમો મુખે વદતાં લાજીયે, એક વેણ ઉત્તર આપીએ.

( દોહરા )

પ્રશ્ન :

ચાલે છે પણ ચરણ નહિ, ઊડે પણ નહિ પાંખ;
લાખે સાચો નવ રહે, સહુ કો દેખે આંખ.

ઉત્તર :

. ઊડે તે આકાશ ભણી, ઘરમાં રહે ગેંધાટ;
ધુમાડો નિર્ધારિયે, વિચરે વસમી વાટ.

પ્રશ્ન :

ચંચુ પણ ચકવી નહિ, માંજારી મુખ શ્યામ;
બે જીભો નહિ નાગણી, નરપત કહો તે નામ.

ઉત્તર :

ડાહ્યાના દિલમાં વસે, પંડિતને પ્રિય પૂર;
લક્ષણ જોતાં લેખણી, નાણાવટીનું નૂર.
રાજા મન રીઝ્યો ઘણું, જોઈ ચતુરાઈ એહ;
સાચું બોલ સુલક્ષણી, તું નહિ દાસી દેહ.

(ચોપાઈ)

બોલી દાસી નમાવી શીશ, હું સાચું બોલીશ આ દિશ;
દાસી પણ રાણીશું વસું, એહ વાતનું અચરત કશું.
કુંવરી કહે ઊઠોજી રાય, ભોજનની વેળા વહી જાય;
તત્પર થઈ હેઠા ઊતરો, ભોજન મન ભાવતાં કરો.

[ રાજકુંવરે બાઈને પૂછ્યું કે તમે કોને પરણ્યાં છો તે કહો. હું પરસ્ત્રીની જોડે વાત કરતો નથી. ]

(દોહરા)

હું પરણી છું પેટમાં, દષ્ટે ચઢિયા આપ;
તમ વિણ બીજા પુરુષ જેહ, તે ભાઈ ને બાપ.
જેમ ઘટે તેવું કરો, છોજી ચતુરસુજાણ;
ના કહીને જો નીસરો, તો તમને દઉં પ્રાણ.

(ચોપાઈ)

રાજા કહે જાણે તુજ તાત, આપણુ બેની કરશે ઘાત;
વા'લી નથી મુજને મુજ કાય, મુજને ચિંતા તારી થાય.
વિનતા એ મૂકી દ્યો વાત, કહો જઈ પરણાવે તમ તાત;
આજ્ઞા લેવાને સંચરો, શા માટે વણ ખૂટે મરો.
ચતુરાઈ નહિ ચૌવટે વેચાય, એળે જીવ તમારો જાય.

( દોહરો )

ક્ષત્રિનું એ કર્મ નહિ, કુંવરી કહે સુણુ કર્ણ;
નાઠાથી છૂટે નહિ, માથે આવ્યું મર્ણ.

( ચોપાઈ )

સુણી રુદિયામાં રાજા હસ્યો, બોલ તેહનો મનમાં વસ્યો;
જો વરવાનું મનમાં ધરો, વિપ્ર તેડાવી મુજને વરો.
પૂરે શાખ જો બ્રાહ્મણ આપ, એ વાતે નવ બેસે પાપ;
પછી સંકટ જો આવી પડે, ઈશ્વર આપણી વારે ચડે.

( દોહરા )

ગોર પોતાના ઘરતણો, તેડી દીધું માન;
મુજ પરણાવી પરવરો, લ્યો મનગમતાં દાન.
વિપ્ર પડ્યો વિચારમાં, વળગ્યું મુજને વ્યંત્ર;
મૃત્યુ મારું બે તરફ, પડિયો વિકટ પ્રસંગ.
જો નૃપ જાણે તો હણે, કુંવરી કેમ દુભાય;
બેય પ્રકારે મોત છે, પંડિત મન પસ્તાય.

( ચોપાઈ )

વળતી વનિતા વાણી વદે, વાડવ દુઃખ નવ ધરશો રુદે;
જો રાજા ફૂટે મુજ ઠામ, તારું નહિ લેવા દેઉં નામ.
પરણાવી આણે માળીએ, જનમ તણાં દુખડાં ટાળિયે;
કુંવરી કહે ગુરુજી સુણો, આશીર્વાદ ઋષિજી ભણો.

( દોહરા )

જોડી લાકડે માંકડું, દક્ષણા પામું ક્ષિપ્ર[૧];
વળતી અગિયારા ગણું, એમ વિચાર્યું વિપ્ર.
કર્યું માહરું મલપતું, ચોરીના થંભ ચાર;
મંગળ ફેરા ફેરવી, આરોગાવ્યો કંસાર.

---

૧ તરત

પ્રેમે પરણી ઊઠિયાં, પોતી મનની આશ;
ભાવડ ભાગી ગુરુ તણી, કહે કવિ શામળદાસ.

( ચોપાઈ )

ત્યાં વિપ્રે વનિતાને કહ્યું, આપો શીખ ન જાયે રહ્યું,
તને અમે રૂડું કહાવિયે, હવે ભણાવા નહિ આવિયે;
સાચું માનો રૂડી પેર, હવે નહિ આવું તુજ ઘેર.

( દોહરા )

બોલી બત્રીસલક્ષણી, સાંભળ વિપ્ર જ વીર;
લાજ અમારી તમ કને, સોંપ્યું તુજને શિર.
એક તાત જેણે જણ્યો, બીજો તાત કરતાર;
ત્રીજો તાત તો ગોર છે, ચોથો અન્નદાતાર.
બ્રાહ્મણ ભોળે ભાખિયુ, વશ થાશે સહુ લોક;
આશીર્વાદ અમારડો, શામા છાંડો શોક.

(ચોપાઈ)

નરનારી મળી લાગ્યાં પાય, વિપ્ર શીખ લઈ થયો વિદાય;
સોંપ્યું ઘર ઘરુણી વાશિયે, પછી પાડવ ચાલ્યો કાશીએ.

[ આ છાના લગ્નની ખબર રાજા કુંતિભોજને કેટલાંક વરસ સુધી થઈ નહિ. ]

પ્રાતઃકાળ સમે પરવરે, રાજસભા માંહી સંચરે;
કુંતિભોજને હરખ ન માય, જાણે રખે નગરથી જાય.
એમ કરતાં વીત્યા બહુ દિન, રાજાનું માન્યું બહુ મન;
પ્રતિહાર નામે પેથિયો, ચતુરપણે મનમાં ચેતિયો.
તેણે ત્યા માંડી પડપૂછ, જેને મુખે નહોતી મૂછ;
રાતદિવસ ખૂંખારા કરે, સઘળી વાત તે દિલમાં ધરે,

આંખે કાણો ને વામણો, ભૂરા વાળ ને લવ્વણો;
કુંવરી મોત તણો પ્રતિહાર, રાતદિવસ નવ છાંડે ઠાર.
ગયા આવ્યાની તે શુદ્ધ લહે, ખબર જઈ રાજાને કહે;
એમ કરતાં વાગ્યા બહુ દિન, ચેત્યો પોળિયો પોતે મન.
ત્રણ વરસ એમ વીતી ગયાં, ચોર થઈ નગરીમાં રહ્યાં;
એક દિવસ એક કૌતુક થયુ, સેજ વાતમાં લક્ષણ લહ્યું.
એક સમે બેઠા રાજન, ગોર પધાર્યો તેણે દન;
મહિપતિએ દીધાં બહુમાન, આપ્યાં આભૂષણ ધનદાન.
પૂછે ધર્મ ધુરંધર ધણી, કહો કુંવરી કેટલું એક ભણી;
શા શા ગ્રંથનું શીખી જ્ઞાન, ભાષા કવિત સંગીત તાન;
કાવ્ય કોશ ને નૈષધ ન્યાય, કહો વાત જેથી સુખ થાય.

( દોહરા )

બ્રાહ્મણ વાણી બોલિયો, સાંભળ રાજા કર્ણ;
કુંવરીને મંદિર ગયાં, વર્ષ વીતિયાં ત્રણ.
બાળા બત્રીશલક્ષણી, અદ્‌ભુત બુદ્ધિ અપાર;
શીખી વિદ્યા સર્વ તે, મેં છોડ્યો તે ઠાર.
ત્યાર પછી જાત્રા ગયો, જોયું કાશી ગામ;
પૂછી જુઓ તે પુત્રીને, બોલાવી આ ઠામ.

( ચોપાઈ )

એવું કહીને બ્રાહ્મણ જાય, પ્રધાનને તેડાવ્યો રાય;
પ્રધાન આવ્યો તેણે દીશ, આવી રાયને નાગ્યું શીશ.
જાઓ તમો કુંવરીને દ્વાર, આશિષ કહો અમારી સાર;
કહેજો ચિંતા તજજો તમો, વર રૂડો જોઈએ છીએ અમો.
શિખામણ દઈને આવજો, પ્રતિ ઉત્તર તેનો લાવજો;
પ્રધાન પધાર્યો રૂડી પેર, તે આવ્યા કુંવરીને ઘેર.

મલપતા મેડી પર ચઢ્યા, તે કુંવરીની નજરે પડ્યા;
ભલે પધાર્યા પ્રધાન આજ, ઊભી થઈ ને કીધી લાજ.
કિયા દેશના વા વાઈયા, પ્રધાન મુજ મોલે આવિયા;
વાત સર્વ જાણું છું અમો, લેવા ખબર પધાર્યા તમો;
અલખત ઘણી કરું છું આપ, તે તો રાય પ્રધાન પ્રતાપ.

( ચોપાઈ )

વજીર વળતી બોલ્યો વાણ, સાંભળ કુંવરી ચતુરસુજાણ;
રાજાને સાંભરિયાં આજ, મોકલિયો શુદ્ધ લેવા કાજ.
કહ્યું છે ચિંતા તજજો તમો, વર રૂડો જોઈએ છીએ અમો;
દેશ વિદેશ વિશે કહાવશું, વર રૂડો ખોળી લાવશું;
ખાઓ, પીઓ ને દિન નિર્ગમો, સખીઓ સાથે સ્નેહે રમો.

( દોહરા )

ખાળા બોલી રીસશું, સાંભળ ડાહ્યા શેઠ;
વાત કરો વરવાતણી, ચાળી મારું પેટ.
જઈ સંભળાવો તાતને, જેમ ચડે નહિ રીસ;
તાત તુલ્ય તું માહરે, તારે ખોળે શીશ.
રાજાને તો સાન નહિ, રાજાને તો કાન;
માને કહ્યું પ્રધાનનું, માટે માગું માન.
વણિક સમો તો કોઈ નહિ, દીસંતો તે રંક;
વગર વજીરે વાણિયે, ખોઈ રાવણે લંક.

( ચોપાઈ )

પ્રધાન કહે સાંભળ રે સતી, એમાં કોઈનુ ડાંપણ નથી;
જેવી ઈશ્વરની ઇચ્છાય, તે કોઈથી મિથ્યા નવ થાય.
આજ્ઞા આપો તો સંચરું, કામકાજ રાજાનું કરું;
શીખ માગીને શેઠ જ ગયો, રાજસભામાં આવી રહ્યો.

રાજાએ દીઠો પરધાન, બોલાવીને દીધું માન;
કુંવરી લાડકવાઈ જેહ, શું બોલી કહો સાચું નેહ.
પ્રધાનને સુણી ચિંતા થાય, સાચું કહેતા કોપે રાય;
પ્રધાન બોલ્યો રૂડી પેર, તમને મળવા તેડે ઘેર.
કહ્યું તાત મળવા આવજો, સાથે કોઈને નવ લાવજો;
વળી કહ્યું છે બેઉ કર જોડ, નથી મારે પરણ્યાના કોડ.

( દોહરા )

કુંતીભોજ સુણી કળકળ્યો, એ શું બોલી બાળ;
કુવરીને મો'લે જવા, તે ઊઠ્યો તત્કાળ.
રાય પધાર્યો માળિયે, આવ્યો ત્યા પ્રતિહાર;
નરપતિને ચરણે નમ્યો, જુગતે કર્યો જુહાર.
મોલે બેઠી માનની, કહ્યું દાસીએ જાણ;
તમે બાઈજી સાભળો, આવે છે અહીં રાણ.
રાય પધાર્યો વેગથી, કુંવરી આગળ જાય;
પ્રત્યક્ષ જઈ ઊભો રહ્યો, આસન બેઠો રાય.

[ પછી પુત્રી જોડે વાતચીત કરતાં રાજાને મન એવો વહેમ આવ્યો કે, તે છાની પરણી છે, એથી કોપાયમાન થઈ રાજા પોતાને મહેલે ગયો અને એ શક સાચો કે જૂઠો તે નક્કી કરવાને કુંવરીના મંદિરની ચોકી કરનાર પોળિયાને બોલાવી તજવીજ કરી, તે પરથી જણાયુ કે, કુવરીના ગુપ્ત લગ્ન પુષ્પસેન વેરે થયાં છે. ]

( દોહરા )

પ્રતિહારે જે વાત કહી, વિહંગના સુણી જાય;
ચેતાવી પદ્માવતી, કોપ્યો તુજ શિર રાય.
વેળા વંઠી આપણી, જો ચેતે તો ચેત;
ઊગર્યાનો ઉપાય નથી, ઊતર્યું બાપનું હેત.

પદ્માવતી બોલી પછી, સાંભળ સખી સુજાણ;
મુજ પતિને ચેતાવ જઈ, નહિ તો થાશે હાણ.
લાવ તેડી આ મોલમાં, કરીએ કાંઈ વિચાર;
વિહંગના વળતી ગઈ, તેડી આવી એ ઠાર.
પ્રદ્માવતી પ્રણમી કહે, ચતુર પુરુષ તું ચેત;
વેળા વેઠી આપણી, ઊતર્યું રાયનું હેત.
મુજ માટે તને મારશે, મોટી થાશે હાણ;
માટે મારા કંથજી, માનો મારી વાણ.
જીવશો તો નારી ઘણી, જીવ વિના સૌ શૂન્ય;
પરદેશે ક્યાંઈ પરવરો, તમારે શી છે ન્યૂન?
તાત કહેશે તે સુણીશ, ધારીશ આજ્ઞા શીશ;
તમારો જીવ ઉગારજો, કોપ્યો નૃપ આ દીશ.
સ્વામી કહે સુણ સુંદરી, નવ મૂકું આ ઠોર;
લાજે જનની માહરી, નામ ધરાવું ચોર.
મરવું માથે સર્વને, ચિરંજીવી નહિ કોય;
નાસું નહિ નિર્બળ થઈ, પ્રભુ કરે તે હોય.

( ચોપાઈ )

તું ક્ષત્રાણી કેરો તન, આજ અમારું માન્યું મન;
મુજ માટે તુજને નૃપ હણે, હત્યા મન માંહી નવ ગણે.
તમ હાથે હું દેઉં વચન, તમ સાથે પાડું મુજ તન;
એને મન પુત્રીનું ઝેર, વડું વધ્યું છે મનમાં વેર.
મારું ચાલતાં સુકાવીશ, નહિ તો તુજ સાથે જ મરીશ;
પુષ્પક બોલ્યો ત્યારે ત્યાંય, વિચરું રાજસભાની માંય.
શામા અમને શીખ જ દિયો, છેલ્લો જુહાર માની લિયો;
શામા કહે સાંભળ રે રાય, ચતુર ન ધરશો મન ચિન્તાય.

પ્રસન્ન જો પરમેશ્વર હશે, તો કલ્યાણ આપણું થશે;
માગી શીખને થયો વિદાય, રાજા ચાલ્યો રાજસભાય;
બેઠો સન્મુખ ભૂપતિ ભણી, બીક ન આણી મન કોઈ તણી.

( દોહરા )

રાજા કહે વજીરને, શો કરવો ઉપાય?
વાત બહાર નવ નીકળે, કામ આપણું થાય.
વજીર વાણી બોલિયો, વાણી મારી સુણ;
જાણો તેમ તમે કરો, ના કહેનારું કુણ.
રાયે તેડું મોકલ્યુ, તેડાવ્યા ચંડાળ;
રાત સમે લઈ નીસરો, આણો એનો કાળ.
નિશાની લાવો નેત્રની, મનની આગ ઓલાય;
કોઈને નહિ જણાવશો, એમ ઊચર્યો રાય.

( ચોપાઈ )

એવી કીધી છાની વાત, અરુણ અસ્ત અને થઈ રાત;
તેડાવ્યો ત્યાં રાજકુમાર, પાસે પતિત ઊભા ચાર.
એની સાથ તમો પરવરો, આયુધ સર્વે અહીંયાં ધરો;
પાળા પંથ જાઓ તે સાથ, હવે નવ પૂછશો બીજી વાત;
રાજાએ મન આણ્યો ગર્વ, તે કુંવર મન સમજ્યો સર્વ.

( દોહરા )

રાજકુંવર વળતી વદે, હું ગાંજ્યો નહિ જાઉં;
જે કહો તે હાજર કરું, લૂણ તમારું ખાઉં.
લૂણ હરામી જે કરે, વળી વિશ્વાસી ઘાત;
મિત્રદ્રોહ વળી જે કરે, દાસી જેની માત.
પાપ પૃથ્વીમાં છે ઘણાં, કહીએ લાખ કરોડ;
નથી કોઈ ત્રિલોકમાં, લૂણ હરામી જોડ.

તે માટે હું સંચરું, જ્યાં કહો તહાં સુજાણ;
જો કહો તો હાજર કરું, મુજ હાથે મુજ પ્રાણ.

( ચોપાઈ )

આઝી શીદ કરો છો વાત, જાઓ તમે ચંડાળો સાથ;
વળતી છોડીને હથિયાર, રણમાં ચાલ્યો રાજકુમાર.
પાંચ જણ ચાલ્યા જેટલે, જઈ પ્રધાન મળ્યો એટલે;
નિશા એક પહોર ત્યાં ગઈ, કોશ એક પહોત્યા તે જઈ.

( દોહરા )

કહે પ્રધાન પતિતને, લઈ જાઓ છો વન;
રાજકુમારીએ જે કહ્યાં, તે તમે સુણો વચન.
જો આ કામ કરો નહિ, કામ તમારું થાય;
કુંવારીએ કહ્યું છે સુણો, ઉગારી લેજો રાય.

( ચોપાઈ )

એવું કહીને પાછો ફર્યો, કુંવરી પાસે તે પરવર્યો;
ચતુરા બેઠી ચિંતા કરે, દુઃખ ઘણું તે દિલમાં ધરે.
એટલે ત્યાં આવ્યો પરધાન, બોલાવી દીધું ઘણું માન;
ખોળા ઉપર મેલું શીશ, પ્રધાન ઉગારો આદિશ;
માત, તાત, મોસાળ જ તમો, તમે થકી ઊગરિયે અમો.

( દોહરા )

પ્રધાન કહે પદ્માવતી, વેગે વાર ન થાય;
સખીને ધન દઈ મોકલો, તેડી લાવવા જાય.
પસાય કરીને પતિતની, ભવની ભાવઠ ભાગ્ય;
હું મંદિર જાઉં માહરે, જન મોકલ તે જાગ્ય.
કાઢી મેલ તુજ કંથને, કોઈ નગર મોઝાર;
રાજા જાણે જીવતો, તો મારે તે ઠાર.

( ચોપાઈ )

એવું કહીને ગયો પ્રધાન, તવ કુંવરીને આવ્યું જ્ઞાન;
કહે કુંવરી કોને તેડીએ, રાતસમે વનમાં ખેડીએ.
એકાંતે દાસી તેડિયાં, ગુણિકા[1] ભણી પંથે ખેડિયાં;
ચતુર ગુણકા ચંદ્રાવતી, દાસી જઈને તેને મળી.
તમને તેડે પદ્માવળી, અજર કર્યાનું કારણ નથી;
પછી દંડવડ ગુણકા દડવડી, પદ્માવતીને મોલે ચડી.
શા કામે બાઈ તેડી આજ, મુજ સરખું કહી દીજે કાજ;
પદ્માવતી તવ લાગી પાય, ઓલવ આજ અમારી આગ.
આજ સંકટ મારે અતિ ઘણું, તેથી કામ પડયું તમ તણું;
રાજકુંવર મેં છાનો વર્યો, તાત અમારો ક્રોધે ભર્યો.
તેહ તણું છેદાવે શીશ, પતિત પાઠવ્યા આણે દીશ;
વાર નથી લાગી એવડી, હમણાં લઈ ગયા આ ઘડી.
છાના ગયા ન જાણે કોય, આવી પ્રધાને પ્રીછવ્યું સોય;
તેને જઈ ઉગારો તમો, દીન થઈ બોલું છું અમો;
રખે રાય નગરથી જાય, તેડી લાવો મોલો માંય.

( દોહરા )

વળતી ચંદ્રાવળી વદે, શામા તજ તું શોક;
જો નવ લાવું રાયને, સુકિત સર્વે ફોક.
તેડી લાવું તુજ કંથને, રાખું મારે ઘેર;
ખબર કાઢવા મોકલે, દાસીને શુભ પેર.
સાંભળ તરુણી તું વળી, જો નવ લાવું રાય;
જો પતિત તેને હણે, તું હણજે મુજ કાય.
મનમાં દુઃખ રખે ધરો, છાંડો ઉર ઉચ્ચાટ;
જાણો મહિપતિ મોલમાં, નવ કરજો ગેંગાટ.

૧ ફક્ત ગાવાનો ધંધો કરનારી સદ્ગુણી.

(ચોપાઈ)

એવું કહીને ગુણકા જાય, વેગે જઈ પોતી વનમાંય;
પતિત દીઠા તેણે ચાર, આગળ ઊભો રાજકુમાર.
ગુણકા ત્યાં જઈ ઊભી રહી, પતિત આગળ વાણી કહી;
રાત સમે અહીં કેમ આવિયા, રાજકુંવરને કેમ લાવિયા?
રાજકુંવરીને ચડી છે રીસ, તમો ચારનાં છેદે શીશ;
રાજકુંવર કેમ માર્યો જાય, અર્ધાંગના જેની તે થાય.
રાત સમો છે મૂકી દિયો, જે જોઈએ તે મુજથી લિયો;
વળતી બોલ્યા તે ચંડાળ, અમં શીર શાને દ્યો છો આળ?
કુંતીભોજ બોલ્યો જે રાય, કેમ વચન તે મિથ્યા જાય?
લાગ્યું પાપ અમને બે પેર, કો'તો જાવા દઈએ ઘેર.
રાજા કોપે જો તે ઠામ, લઈએ અમે તમારું નામ;
ત્યારે ગુણકા તે તો હસી, વાત એહ મારે મન વસી.
કુંવર દેશ વિદેશે જશે, મહિપતિ શી રીતે જાણશે;
એહ વાતની શી ચિંતાય, જેમ તેમ કામ તમારું થાય.
સોનાની મહોરો સેં ચાર, વેચી આપી તેણે ઠાર;
પતિત તો હૈડે હરખિયા, હેમટકા નયણે નીરખિયા;
વળતી બોલ્યા મધુર વચન, મૃગ મારી લેશું લોચન;

(દોહરા)

દામ ઉગારે દેહને, જો કોપ્યો હોય દૈવ;
હું બલિહારી દામડા, સમર્થ તું જ સદૈવ.

(ચોપાઈ)

પતિત શીખ માગી પરવર્યા, નગરભણી ચારે સંચર્યા;
જઈ રાજાને કહ્યાં વચન, લાવ્યા તેહ તણાં લોચન.
નૃપ કહે ક્યાંઈ ન કરશો વાત, કરશો તો તમને કરું ઘાત;
એહ વાત એટલેથી રહી, પુષ્પસેનની શી ગત થઈ.

વનમાં ઊગર્યો રાજકુમાર, તવ શુણુકાને કર્યો જુહાર;
અમો વિચરશું દેશ વિદેશ, પુરમાં તમે કરો જ પ્રવેશ.
પદ્માવતીને કહેજો જઈ, લખ્યું હતું તે વાત જ થઈ.

( દોહરા )

ચંદ્રાવળી વળતી વદે, શોક હૃદયનો ટાળ;
મુજ ઘેર આવો મહિપતિ, વાચા મારી પાળ.
ઊનો વા વાસે નહિ, લે નહિ કોઈ નામ;
પ્રીત ધરીને રાયજી, ચાલો મારે ધામ.
તમ પરદેશી પંખિયા, વળી કોમળ તમ હાડ;
આવો મંદિર માહરે, માનું તમારો પાડ.

( ચોપાઈ )

પદ્માવતી શું પરઠી હોડ, લાવું પતિ પો'ચાડું કોડ;
માટે મારો કોલ ન જાય, બીક તજી ચાલો ઘેર રાય.
એવું સુણી મુખ બોલ્યો વાણ, સુણુ ચંદ્રાવળી ચતુરસુજાણ;
મારો તમે ઉગાર્યો જીવ, તમો અમો વચ્ચે છે શિવ.

( દોહરા )

સમ ખાઈ બે ચાલિયાં, આવ્યાં પુર મોઝાર;
ઝળહળ જ્યોત ઝળકી રહી, શુણુકા કેરે દ્વાર.
દાસીદાસ તેને ઘણાં, થઈ રહ્યો ગેંગાટ;
સુંદર આસન બેસવા, હેમ હિંડોળાખાટ.
પ્રવેશ નહિ ત્યાં પુરુષનો, દીસે લીલા વિલાસ;
ખાઓ પીઓ દિન નિર્ગમો, રહો અમારી પાસ.
શાક પાક ઘૃત નવનવાં, પાન સોપારી તેલ;
ખાટ તળાઈ ઓશીકાં, થઈ રહી રંગરેલ.

પદ્માવતીએ પાઠવી, દાસી જોવા એક;
પતિ આવ્યો કે આવશે, જુઓ કરી વિવેક.
દાસી ત્યાંથી સંચરી, જ્યાં ગુણકાનો વાસ;
રાજા દીઠો રીઝમાં, મોટી મનની આશ.
ચંદ્રાવળી વળતી વદે, જુવતી જલદી જાય;
મહિપતિ છે મુજ મહોલમાં, વધામણી તું ખાય.
દાસી દોડતી ત્યાં ગઈ, સુણો બાઈ કહું વાત;
રાજા આવ્યો મહોલમાં, મેં દીઠો સાક્ષાત.
મુક્તાહાર હીરે જડયો, ઝળહળ જ્યોત અપાર;
કંઠથી આપ્યો કાઢીને, ન્યાલ કરી તે નાર.
ભાવઠ ભાંગી દાસીની, બહુવિધ દીધું માન;
મહોચ્છવ કીધો મોલમાં, દઈ જાચકને દાન.
શણગાર સોળે મોકલ્યા, ચંદ્રાવળીને ઘેર;
તુજ પ્રતાપથી ઊગર્યો, રાખે રૂડી પેર.
ચરણા ચોળી શોભતાં, નારી કુંવર ચીર;
તુજથી અદકું કાંઈ નહિ, લાવી નણદી વીર.

( ચોપાઈ )

એમ કરતાં વીત્યા બહુ દન, માન્યું રાજકુંવરનું મન;
ચંદ્રાવળીના મંદિરમાંય, સભા ઇંદ્રના સરખી થાય.
ચંદ્રાવળીએ છાની વીધ, નામ ઠામ પૂછીને લીધ;
એ વાત અહીંયાંથી રહી, પદ્માવતીની શી ગત થઈ.
પદ્માવતીની જ્યાં છે માતા, કુંતીભોજ ત્યાં જઈ કહે વાત;
શિખામણ કુંવરીની દિયો, સમજાવીને પાસે લિયો.
આજ સુણી મેં વિપરીત વાત, તે સાચી માની સાક્ષાત;
ગોરે મંદિર તજ્યું તે તણું, પ્રતિહારે પણ જાણ્યું ઘણું.

ત્રીજો જોઈ આવ્યો પરધાન, તેણે સંભળાવ્યુ મુજ કાન;
ચોથો હું જોઈ આવ્યો દષ્ટ, કાયા નીરખી પામ્યો કષ્ટ.
પાચમુ કહ્યુ પરણવુ નહિ, તે સુણી ચિતા મુજને થઈ;
મેં મોટો કીધો ઉત્પાત, રાજકુંવરની કીધી ઘાત.
અતિ અલૌકિક એનુ રૂપ, એ માટે મે માર્યો ભૂપ;
સઘળી રાણી સાભળી રહી, પછી બોલવા તત્પર થઈ.
મારી કુવરી એવી ન હોય, જૂઠ તમે બોલો છો સોય;
નથી મુજ બેટીનો કાંઈ વાક, શા માટે માર્યો નર રાક ?
શરણે આવ્યો રાજકુમાર, વણ અપરાધે માર્યો ઠાર;
કોઈ નગરથી આવ્યો ઘેર, વડા સાથે બધારો વેર.
રાય કહે મે સઘળુ લહ્યું, માનો સાચુ મારું કહ્યુ;
કુવરીને મોલે જઈ એ આજ, દો શિખામણ તો રહે લાજ.
એવુ વચન કહી ગયો રાય, કુવરી પાસે માતા જાય;
ચાપી કુવરી રુદયા સાથ, શુઞ કરવાને બેઠી માત.

( દોહરા )

માતા બોલી માન દઈ, ખબર છે તુજ;
મળવા કારણ આવી હુ, સાચું કહે તુ મુજ.
પદ્માવતી થઈ ગળગળી, આખે આંસુધાર;
શા માટે હુ અવતરી, ધિક્ ધિક્ મુજ અવતાર.
માર્યો રૂડો મહિપતિ, બેહુ મોટું પાપ;
મુજ માટે હત્યા કરી, મૂરખ મારો બાપ.
વળતી બોલી માવડી, સાભળ પુત્રી સુજાણ,
કરવા ધાર્યું ઈશ્વરે, નિપજે એ જ પ્રમાણ.
ખાઓ પીઓ દિન નિર્ગમો, રમો સૈયરો સાથ;
શિખામણ દઈને વળી, મંદિર આવી વાત.

( ચોપાઈ )

શિખામણ દઈ ને ગઈ માય, રાણીને જઈ પૂછે રાય;
કહો પુત્રીનું જોયું રૂપ, દિલગીર થઈ ને પૂછે ભૂપ.
રાણી કહે રાજાજી સુણો, ભૂંડી વાત મુખ શાને ભણો?
જેવી તેવી પણ બેટી થાય, રૂડે ઘેર પરણાવો રાય.
રાય ગયો સાંભળીને વાત, તેડાવ્યા રાવત સેં સાત;
કુંવરીને મોલે સંચરો, રાતદિવસ ત્યાં ચોકી કરો.
પુરુષનામ આવે કોઈવાર, વણપૂછે હણજો તે દ્વાર;
શીખ લઈ રાવત પરવર્યો, કુવરીને મોલે સંચર્યો.
રાતદિવસ ત્યાં રક્ષા કરે, મહોલ ફરતી ચોકી કરે;
પછી રાયે તેડ્યો પ્રતિહાર, હવે ચૂકીશ તો ખાઈશ માર.
એક ગુનો મેં બક્ષ્યો સહી, બીજો ગુનો તો ખમશું નહિ;
કપટ હોય તે કરજે જાણ, નિકર તારા ખોઈશ પ્રાણ.
એવી સાચવી રાખો બાળ, માથે જેમ ન બેસે ગાળ;
એમ કરતાં દિન ઝાઝા ગયા, આઠ માસ ગુણિકા ઘેર રહ્યા.
રુદિયામાં રાણી સાંભરે, હાસ્ય વિનોદ હૈયામાં ઠરે;
રાણીને નવ ભાવે અન્ન, રાજકુંવર શું માન્યું મન.

( દોહરા )

એક સમે સજીને સભા, કુંતીભોજ જે રાય;
પંડિત બેઠા પાંચસેં, જોશી જોશ પુછાય.
કયાં આ કન્યા દીજિયે, જુઓ પ્રશ્ન વિચાર;
લેણું હોય જે રાયથી, ત્યાં પરણાવું કુમાર.
પંડિત વાણી ઓચર્યો, એક કરોને કામ;
મળતા વશેક જોઈએ, લ્યો વરકન્યા નામ.
ચંપક દેશથી તે સમે, આવી ગુણિકા નાર;
ભર જોબન વર્ષ સોળમાં, વિચરી રાજદ્વાર.

શત ગાંધર્વ સાથે પળે, સાહેલી સેં સાત;
રૂપ સ્વરૂપે આગળી, સંગીતમાં વિખ્યાત.
દીધું માન મહિપતિ, વિસ્મય થઈ મનમાંય;
મહિપતિ રીઝે મન વિષે, ચિત્રલેખ સૌ થાય.
ત્યાં પ્રધાન પંડિત મળ્યા, રાણાને વળી રાય;
વાજાં સર્વે સાધિયા, આનંદ ઉર ન સમાય.
વાજે વેણા વાંસળી, સારંગી ને સાજ;
તાળ, કાંસી ને તબૂરો, જંત્રો અને પખાજ.
નગરલોક જોવા મળ્યા, કરે નાયકા નાચ;
એ અવસર શોભે સભા, સુરપતિ જેવી સાચ.
રાજા જોઈ રીઝચો ઘણું, આપ્યો ભલો પસાય;
આભૂષણ ને પાલખી, સુવર્ણ નેપુર પાય.
સલામ કરીને શિર ધરી, રામા ઊભી રહેય;
એક માસ અહીંયાં રહો, રાજા મુખે કહેય.
નારી નીચું જોઈ રહી, વળી ધુણાવ્યુ શીશ;
તે દેખી આંખો પડ્યો, ચડી રાયને રીસ.
ગુણિકાને રાજા કહે, સાંભળ ચતુરસુજાણ;
સાચું કહે મુજ આગળે, તુજને મારી આણ.
પ્રેમદા કહે નવ પૂછશો, પૂછે થશે અનર્થ;
દુઃખ થાશે મન અતિ ઘણું, વળી કોપશો વ્યર્થ.
ભૂપતિ કહે સુણ ભામની, તાત તણો એ કોલ;
જે હોય તે ખખસું ગુનો, સત્ય હોય તે બોલ.
રામા કહે સુણ રાયજી, દુઃખ લાગો કે સુખ;
ચતુર ન દીઠો કોઈને, માટે મરડ્યું મુખ.
મહિપતિ કહે સુણ માનની, જોયા કેટલા દેશ?
ચતુરશિરોમણિ સર્વથી, નીરખ્યો કિયો નરેશ?

રાજા પ્રત્યે તે પછી, વનિતા બોલી વાણ;
ચતુરશિરોમણિ રાયનું, સાંભળ કહું વખાણ.
સોરઠ દીઠો સામટો, મારુ ને મેવાડ;
નરપતિ નીરખ્યા અતિ ઘણા, જેનાં કોમળ હાડ.
સાગરતટ ચંપાવતી, ચંપકસેન રાજન;
બત્રીશલક્ષણ આગળો, પુષ્પસેન એક તન.
રૂપ અનુપમ એહનું, જાણે સકળ વિવેક;
નર સઘળા મેં નીરખિયા, આવ્યો દ્દષ્ટે એક.
રાજા મન રીઝો ઘણું, પોત્યા મનના કોડ;
કુંવરી આપું એહને, જુગતે જુક્તિ જોડ.
પદ્માણી પુત્રી માહરી, બત્રીશ લક્ષણો એહ;
પરણાવશું જો પ્રીતશું, દૂધે વુઠે મેહ.

( ચોપાઈ )

બે દિન તે ત્યાં ગુણિકા રહી, શીખ માગીને મારગ વહી;
રાજાએ તેડાવ્યા ભાટ, ચંપાવતીની ઝાલો વાટ.
વેગે જાઓ ચંપક ભણી, કહેજો કે કુંતલપુર ધણી;
તેને પુત્રી પદ્માવતી, રૂપ અનુપમ છે તે અતિ.
વિવા' અર્થે મોકલ્યાં પાન, પુષ્પસેનને દેવું દાન;
કામ સિદ્ધ કરીને આવજો, સાથે જાન તેડી લાવજો
એ રીતે ઉચરે છે રાય, ચંદ્રાવળી આવી વળી ત્યાંય;
કુંતીભોજે જે જે કહ્યું, તે ચંદ્રાવળીએ સુણી લહ્યું.
એ રીતે બોલ્યો જે રાય, ચંદ્રાવળીને હરખ ન માય;
મેં રાખ્યો છે પુષ્પકરાય, સકળ મનોરથ પૂરા થાય;
ભાટ વાટ ચાલે જેટલે, ચંદ્રાવળી બોલી તેટલે.

( દોહરા )

શુકા કહે સુણ રાયજી, કુંતીભોજ સુજાણ;
પુષ્પસેન અહીં પાઠવું, શું દેશો મુજ લાણ?
દૂત મોકલવા નવ પડે, દિન ગ્રાગ્ના નવ થાય;
તેડાવું હું પાધરો, શું દેશો મુજ રાય?

( ચોપાઈ )

રાજા કહે સાંભળ તું નાર, માગો તે આપું આ ઠાર;
તત્પર થઈને જાઓ તમો, જે કે'શો તે દેશું અમો.
ચંદ્રાવળી કહે તે વાર, પુષ્પકરાય હતો આ ઠાર;
રાખ્યો હતો તમે જે રાય, તે તો પુષ્પસેન કહેવાય.
તાતવચનથી તે વન ગયો, નગર આપણે આવી રહ્યો;
હવણાં કહી ગયો શે કાજ, તે તો તમે જાણો મહારાજ.

( દોહરા )

રાજા કહે પ્રધાનને, માઠી ઊપની મત્ય;
વણ સમજે મેં મારિયો, રાજકુંવર ભૂપત્ય.
કાં તો વિષ ખાઈ મરું, કાં કરું આતમઘાત;
જમાઈ હણ્યો મેં જુગત શું, અઘટિત કીધી વાત.
વજીર કહે શીદ દુઃખ ધરો, શીદ આણો ચિંતાય?
દ્યો વાયક ચંદ્રાવળી, પેદા કરશે રાય.
ગુણિકા કહે માનું નહિ, રાજાનો વિશ્વાસ;
કૉલ દીજિયે તાતનો, તો લાવું તમ પાસ.
રાય સ્નેહી માને નહીં, જો સોંપી દે પ્રાણ;
સંઈ સોની ને સર્પની, માને પ્રીત અજાણ.
સિંહ અહી ને છત્રધર, માને મિત્ર અજાણ;
જો ત્રૂઠે તો ગુણ કરે, રૂઠે તો લે પ્રાણ.

નરપતિ કહે સાંભળ તું નાર, અમ શિર એવડો નવ દે ભાર;
કૉલ મારો જો રીસ જ ધરું, જે માગે તે હાજર કરું.

( દોહરા )

ગુણિકા કહે નૃપ સાંભળો, વાયક રૂડી પેર;
ચંપક કેરો બેટડો, મેં રાખ્યો છે ઘેર.
પ્રધાન પ્રતાપે ઊગર્યો, આયુષ્ય એનું હોય;
મોલે રાખ્યો માહરે, જેમ ન જાણે કોય.
શાલ આપી સો લક્ષની, ગુણકાને દઈ માન;
ગયો કુંવરને તેડવા, કુંતીભોજ રાજાન.
કર્યો પ્રણામ પ્રધાનને, ધન ચતુરાઈ આજ;
મુજ શિર હત્યા ઊતરી, રાખી મારી લાજ.
એક વિપ્ર ને વાણિયો, વળી નદી નહિ ગામ;
રાજા કહે સુણ સુંદરી, તે ગોઝારો ઠામ.
ઓચ્છવ કીધો અતિ ઘણો, મળિયા રાણા રાય;
પ્રધાન પાયે ચાલીને, કુંવર કને તે જાય.
નગરપડો વજડાવિયો, ગડગડિયાં નિશાન;
રાજા ચાલ્યો તેડવા, જાચક કરે વખાણ.
પુષ્પસેન પાસે જઈ, પુરપતિ લાગ્યો પાય;
અમ ઉપર દયા કરો, કીધો છે અન્યાય.
ઊઠી આલિંગન કર્યું, રથે બેસીને જાય;
કહે શામળ શું વર્ણવું, અદ્‌ભુત એ શોભાય.
મહેલ પધાર્યા મલપતા, કુંવરીને થયું જાણ;
મનમાં હરખી માનની, ઊગ્યો કનકનો ભાણ.
સુરત જોઈ સુખ ઊપન્યું, પદ્માવતીની માય;
રસબસ થઈ રહી રંગમાં, હઈડે હરખ ન માય.

કનકથાળ હીરે જડ્યા, મૂકયાં શુભ આસન;
જોડે બેસી જુગત શું, કર્યું રાય ભોજન.
લવિંગ સોપારી એલચી, બીડા માંહી બરાસ;
આરોગ્યાં આનંદ શું, પોતી મનની આશ.

( ચોપાઈ )

વળતી રાજા બોલ્યો વાણ, સુણજો પુષ્પક ચતુર સુજાણ;
બાળાપણમાં બાળે વેશ, નીકળ્યા કેમ તમે પરદેશ?
શા માટે તમે છાંડ્યો દેશ, મુજને માંડી કહો નરેશ;
વળતો બોલ્યો પુષ્પકરાય, માંડીને બધી કહી કથાય.
ચંપાવતી નગરીનો રાય, ચંપકસેન તાત મુજ થાય;
સિંહ કેડે સેના પરવરી, મારે તાતે પ્રતિજ્ઞા કરી.
જે નહિ આવે રણ મોઝાર, તેને હું તો મારું ઠાર;
સહુ લોક સંઘાતે થયા, કર્મસંજોગ અમો રહી ગયા.
મુજને હણતાં જાણ્યો દોષ, તાતે વન કાઢ્યો કરી રોષ;
તેથી અહીંયાં આવ્યા અમો, પછી થયું તે જાણો તમો.
જામાતાનું સુણી વચન, હરખ્યો કુંતીભોજ રાજન;
પંડિત પ્રધાનને કહે રાજ, કરો હવે વિવા'નું કાજ.

( દોહરા )

પુત્રીને જઈ કહે પિતા, કરીને અતિશે ક્રોધ;
વણ પરણે દંપતી થયાં, કીધો ધર્મ વિરોધ.
પદ્માવતીએ ગોરને, તેડી પુરાવી શાખ;
ગોર કહે અન્યાય નથી, રાજા રીસ ન રાખ.
જેમ ઓખાનું ના રહે, કર્યું સંક્ષેપે લગ્ન;
વિધિવત્ પછી બાણાસુરે, કર્યું લગ્ન થઈ મગ્ન.
મેં પણ સંક્ષેપે ક્રિયા, કરી પરણાવી એમ;
વિધિવત્ હવે વિવા' કરી, પરણાવો તમે તેમ.

તહાં લગન લેવરાવિયાં, પોત્યા મનના કોડ;
કહે શામળ શું વર્ણવું, જુગતે જુક્તિ જોડ.

( ચોપાઈ )

રાજાએ કરી નગરશોભાય, આણ ફેરવીને પુરમાંય;
અજવાળિયાં મહોલ માળિયાં, શણગારિયાં ગોખ જાળિયાં.
ઘેર ઘેર ગાયે મંગળ સહુ, રાજાએ ધન ખરચ્યું બહુ;
ભાટ ચારણો માગણહાર, બ્રાહ્મણનો નવ લઈએ પાર;
પ્રધાન સહુ ઉતારે ફરે, નગર બધું ત્યાં ભોજન કરે.

( દોહરા )

પીઠી ચોળી પદ્મણી, કનક કચોળા માંય;
કસ્તૂરી લેપન કરી, સુગંધી જળથી ના'ય.
એક સુગંધ શરીરની, બીજી પુષ્પની હોય;
ભમરા ગુંજારવ કરે, દેખીને મન મો'ય.

( ચોપાઈ )

પીઠી ચોળી રાય શરીર, મંજન કીધું નિર્મળ નીર;
વરરાજા વરઘોડે ચડ્યા, દુંદુભિએ ડંકા ગડગડ્યા.
વાગે ઢોલ નિશાને ધાય, સૌના મનમાં હરખ ન માય;
ગજ તુરંગ તણી બહુ લાર, તે ઉપર બેઠા ઝુઝાર;
તોરણ આવ્યો પુષ્પકુમાર, સાસુએ પોંખ્યો તે વાર.

( દોહરા )

કર્યું મનોહર માહ્યરું, ચોરીના થંભ ચાર;
પધરાવી ત્યાં પદ્મણી, વર્ત્યો જે જે કાર.
વાજાં વાગે અતિ ઘણાં, ગુણીજન ત્યાં ગુણ ગાય;
પરણે છે પદ્માવતી, જોડે પુષ્પકરાય.

હાથ મેળાવ્યો હેતશું, દીધું કન્યાદાન;
હાથી ઘોડા આપિયા, દઈને મોટું માન.
મંગળફેરા ત્યાં ફર્યો, આરોગ્યાં કંસાર;
મંગળ ગાયે માનની, હરખ્યાં શ્રી ભર્થાર.

પ્રશ્ન :

પેલું મંગળ વર્તતાં, વનિતા બોલી વાણ;
રાતી વસ્તુ વખાણિયે, તમો છો ચતુરસુજાણ.

ઉત્તર :

રાતી પાની પગતણી, રાતા અધર પ્રવાળ;
રાતો રંગ મજીઠનો, શુકનાસા પણ લાલ.

પ્રશ્ન :

શામ નીલ ને પીત વળી, વસ્તુ શ્વેત વખાણ;
કહો એટલું કંથજી, જો છો ચતુરસુજાણ.

ઉત્તર :

શ્યામ તો કીકી આંખની, શામ ભમર શુભ ભાગ;
શામ તો અંજન આંજિયું, શામ તો વેણી નાગ.
લીલી પહેરી કંચુકી, નીલ કમળનું ફૂલ;
નીલું કંકણ ચૂડલે, નીલું ત્રીજું અમૂલ્ય.
પીળું સુવર્ણ શોભતું, પીળી કેસર આડ;
પીળાં પટકુળ પેરિયાં, જોતાં મોહ પમાડ.
શ્વેત નેણ છે શોભિતાં, શ્વેત શશી સમ મુખ;
શ્વેત હાર મોતીતણા, જોતાં ભાગે ભૂખ.

પ્રશ્ન :

બાંધ્યા તાંતણે સપ્ત નાર, એવા નર મળી ચાર;
એહ બતાવો રાયજી, થઈ તેની એક નાર.

ઉત્તર :

પુષ્પક ઓહયો પ્રીતથી, તમે જુઓ આ ઠામ;
પૂછો છો જે પ્રેમથી, ચોરી એનું નામ.
સત્ય કહો છો રાયજી, હું હરખી મન આજ;
વિઘન જશે સહુ તમતણાં, અવિચળ તપશે રાજ.
ચાર વેદની ધૂન થઈ, આશીર્વચન ભણાય;
આજ્ઞા માગી ગોરની, ઊઠ્યાં વરકન્યાય.
ગોત્રજ પાસે આવિયાં, રમવા પાસા સાર;
ત્યાં જીત્યાં પદ્માવતી, હાર્યો રાજકુમાર.
ત્યાં કૌતક વિધવિધ કરે, રાયને હર્ષ ન માય;
મીંઢળ છેડા છોડિયાં, ગુરુને લાગ્યાં પાય.
મંદિરમાં રહી માનની, ગયો સભામાં રાય;
કહે શામળ શું વર્ણવું, રાજકુંવર કન્યાય.
ઉત્તમ આસન ઉપરે, બેઠો રાજકુમાર;
બંદીજન જશ વર્ણવે, હરખ્યા લોક અપાર.

( ચોપાઈ )

વરકન્યાના પહોંચ્યા કોડ, જુગતે જુગતી મળે છે જોડ;
રાજારાણી રંગે રમે, કરે વિનોદ જે મનમાં ગમે.
વળી સસરાની સાથે રાય, મૃગયા રમવા કારણ જાય;
એમ કરતાં દિન ઝાઝા ગયા, ત્યારે રાય ચિંતાતુર થયા.
સાંભરિયાં ત્યાં મા ને બાપ, તનમાં અતિશે ઊપજ્યો તાપ;
પિતા સાંભરે વારંવાર, આંખે આવે આંસુધાર.
માતા સાંભરે પુષ્પાવતી, આણ્યો શોક હૈડામાં અતિ;
સુલોચના સંભારી મન, હૈડું ફાટે કરે રુદન.
જે પરણી મૂકી તે ઠાર, તેહ સાંભરે વારંવાર;
ઘર મૂકીને ત્યાંથી વહ્યાં, વરસ અગિયાર પૂરાં થઈ ગયાં.

સુલોચનાનું વચન સાંભર્યું, બાર વરસ વીત્યા પછી મરું;
જો મરશે તો હત્યા થાય, અવતાર એનો એળે જાય.
એમ કહી મૂક્યો નિશ્વાસ, પદ્માવતી તવ આવી પાસ;
રામાએ દીઠું ત્યાં મુખ, દિલગીર જોઈને પામી દુઃખ.
પાય નમીને ઊભી રહી, શા માટે ચિંતા ચિત થઈ;
રાયે વાત વર્ણવી કહી, જેટલી વાતો આગળ થઈ.
મુજને મોટી તે ચિંતાય, નાર મરે તો હત્યા થાય;
વણ તેડ્યો અહીંથી જો જાઉં, તરણા તુલ્યે હલકો થાઉં.
એવી વાત કરે જેટલે, ચંદ્રાવલી આવી તેટલે;
વળતી ગુણકા બોલી વાણ, બોલો સાચું ચતુરસુજાણ.
શે કારણે તમે દુઃખ ધરો, મુજ આગળ સાચું ઓચરો;
આપવીતી જે વાતો થઈ, ગુણકા આગળ માંડી કહી.
ગુણકા કહે ત્યાં જાશું અમો, ચિંતા મનની ટાળો તમો;
રાજા કહે જૈ જોજો ગામ, અમારું ત્યાં જૈ લેજો નામ.
પુરની ચરચા જોજો સોય, ત્યાં અમને સંભારે કોય;
જઈને ત્યાં ચેતાવો રાય, ચાર હત્યા શિર પર નવ થાય.
માત, તાત ને ત્રીજી નાર, ચોથો મારો જીવ ઉગાર;
ગુણકા ત્યાંથી વાટે થઈ, ખટ માસે ચંપકપુર ગઈ.
નગરપડો વાજે તે દીસ, ગુણકાએ જૈ નામ્યું શીશ;
પ્રધાન બોલ્યો ગુણકા સાથ, નાટકની નવ કરશો ગાથ.
રાજાને મન દુઃખ છે ઘણું, માટે નૃત ન જુએ તમતણું;
ત્યારે ગુણકા બોલી વાત, શું દુઃખ છે રાજાને ભ્રાત.

( દોહરા )

ત્યારે પ્રધાન બોલિયો, સાંભળ તું ગુણકાય;
પુષ્પસેન એક બેટડો, કાઢ્યો છે વનમાંય.

વર્ષ એકાદશ વહી ગયાં, ઉપર થયા ખટ માસ;
તે કુંવર આવ્યો નહિ, માટે મન ઉદાસ.
પૂરું વર્ષ થયા પછી, નારી તજશે પ્રાણ;
વાત ચાલશે વિશ્વમાં, હસવું ને વળી હાણ.
માતાએ અનજળ તજ્યું, તાત ત્યાગસે દેહ;
જોતાં વાટ ન આવિયો, જેમ બપૈયો મેહ.
શુણકા કહે શીદ દુઃખ ધરે, મુજને આપે લહાણ;
અહીં આણીને આપશું, ચતુરા ચતુરસુજાણ.
વારો એની માતને, વારો એની નાર;
માસ છ પહેલાં મોકલું, પુષ્પક રાજકુમાર.
નૃપને આનંદ ઊપજ્યો, કીધો બહુ પસાય;
પછી હું આપીશ પાલખી, જો મન ચિંતા જાય.
ખબર સુણાવા મહોલમાં, શુણકાને લઈ જાય;
પૂછે રાણી પ્રીતથી, કહો કુંવર છે કયાંય.
કુંતલપુર રળિયામણું, કુંતીભોજ રાજન;
બેટી પરણ્યો તેહની, પુષ્પસેન તત્ર તન.
ત્યાં શુણકાને આપિયા, મોતી કેરા હાર;
ન્યાલ કરી ચંદ્રાવલી, આપ્યા ગજ તોખાર.
દાસી એવું સાંભળી, ત્યાંથી ચાલી જાય;
સુલોચના જે પદમની, પાસ વધામણી ખાય.
આવી કુશળતા કંથની, ચિંતા મનની મેલ;
સુણતાં આનંદ ઊપજ્યો, થઈ રહી રંગરેલ.
પ્રેમે જઈને પગ્રાણી, નમી સાસુને પાય;
વાત કહો શુણકાતણી, મુજને આનંદ થાય.
સુલોચનાએ કંચવો, હીરાજડિત અપાર;
આપ્યો શુણકાને વળી, આપ્યા શુભ શણગાર.

ગુણુકા સાથે મોકલ્યો, ગુણુસાગર પરધાન;
તેડી વહેલા આવજો, એમ બોલ્યો રાજાન.
કહેજો કુંતીભોજને, અમો તણો જુહાર;
જેમતેમ તેડી લાવજો, વે'લો રાજકુમાર.
વળતી પ્રધાન સંચર્યો, શત સહસ્ર લઈ દાસ;
બે માસે પોત્યા જઈ, કુંતીભોજને વાસ.
નગર સમીપે આવિયા, ગડગડિયાં નિશાન;
રાજા બેઠો તો તહા, ગુણુકાએ કર્યું જાણ.

(ચોપાઈ)

ચંદ્રાવલી ગુણુકા ગઈ તહાં, કુંતીભોજ બેઠો છે જહાં;
પાસે બેઠો પુષ્કરરાય, ગુણુકા તહાં વધામણી ખાય.
આવ્યો ચંપક તણો પ્રધાન, તેડી લાવો દઈને માન;
પ્રધાન સાથે પુષ્પકરાય, ગુણુસાગરના સામો જાય.
ઢાલ દદામાં વાજે બહુ, આવ્યો પ્રધાન હરખ્યાં સહુ;
પુષ્પસેન મંત્રીને મળ્યો, તાપ તેહના તનનો ટળ્યો.
સૌને મળિયા પુષ્પનરેશ, વળતી પુરમાં કર્યો પ્રવેશ;
રાજસભામાં વેગે જાય, કુંતીભોજ ત્યાં ઊભો થાય.
મળી હળી આસન બેઠાય, કુશળ વાર્તા પૂછે રાય;
પછી સુંદર જાપ જાપ્યા પાક, રસોઈ રૂડી સુંદર શાક;
કરી ભોજન કીધો મુખવાસ, કુંતીભોજની પોતી આશ.

(દોહરા)

ગુણુસાગર કહે રાયને, અમને કરો વિદાય;
એક ઘડી રે'શું નહિ, ક્ષણું વર્ષ સમ થાય.
પુષ્પસેન પદ્માવતી, મોકલો મારી સાથ;
ફેરી ફરી ના પૂછશો, અમને બીજી ગાથ.

તાતે ભોજન ત્યાગિયું, માએ તજિયું અન્ન;
દિન થોડે દેખે નહિ, તજશે નારી તન.
બીજી વાત કે'શો નહિ, જે કે'શો તે જૂઠ;
સાસરવાસો સજ કરો, રાય આ ઘડી ઊઠ.
ત્યારે રાયે તાક્ષણે, તેડ્યા વણિક સોનાર;
વસ્ત્ર ઘરાણાં સજ કર્યાં, કહેતાં ના'વે પાર.
ચીર ખીરોદક દોરિયા, મશિયાં મોંઘી ભાત;
સાડી જરકશીની સહી, જેની ઉત્તમ જાત.
ત્રણસો રથ શણગારિયા, સહસ્ર દાસીદાસ;
દશ સહસ્ર દઈ અશ્વને, ઊંટો શત પંચાશ.
ગજ મોટા શણગારિયા, મદ ઝરતા મછરાળ;
બખતર ટોપ ધરી શિરે, બેઠા વીર વિકરાળ.
બહુ પશાય દિલ રીઝીને, આપ્યા તેણે ઠાર;
કહે શામળ શું વર્ણવું, કહેતાં ન આવે પાર.
પ્રાતઃકાળે પદ્મની, માને લાગી પાય;
માતા આપો આગના, અમને કરો વિદાય.
નેણેથી આંસુ પડ્યાં, તુજ વિણ રહ્યું ન જાય;
સુખદુઃખ કહેશો કોણને, એ મોટી ચિંતાય.
માને વાલી બેટડી, સૌથી હોય વિશેષ;
પુત્રીને જનની કહે, દુઃખ ન ધરશો લેશ.
શીખ માગી લઈ સર્વની, લઈને સઘળો સાજ;
રથમાં બેઠી શીઘ્ર થઈ, સરિયાં સઘળાં કાજ.
પુષ્પક હય ઉપર ચડ્યો, બાંધ્યાં કસી હથિયાર;
સસરાને શિર નામિયું, સૌને કર્યો જુહાર.
ચંદ્રાવલી ચરણે નમી, રાયે આપી લાણ;
હસ્તી આપ્યો હેતથી, વળી આપ્યા કેકાણ.

નગરથકી તે નીસર્યો સર્વ વળાવા જાય;
ચરણે નમીએ રાયને, મળ્યા કઈંક રાણાય.

( ચોપાઈ )

પ્રણામ કરીને પાછા વળ્યા, પુષ્પસેન તો પંથે વળ્યા;
ઢોલ શબ્દ થાયે અતિ ઘણા, મોટા લશ્કરમાં નહિ મણા.
એક દેશથી બીજે જાય, પડે નિશા ત્યાં વાસો થાય;
કંઈક દિવસ તો વાટે થયા, અઘોર વનમાં વાસો રહ્યા.
કર્યા ઉતારા તેણે ઠામ, સૌ લાગ્યા પોતાને કામ;
રથથી ત્યા રાણી આખડી, અવની ઉપર આવી પડી.
સખી સરવ આવી વીંટાય, હાહાકાર સુણ્યો તે રાય;
નવ બોલે નેત્રે નવ જુએ, દુઃખ પોકાર કરીને રૂએ.
રાજાજી દેરામાં ગયો, જોઈ રાણીને દુખિયો થયો;
એમ દિવસ ત્રણ્ય વાટે ગયા, રાજા દિલમાં દુખિયા થયા.
વનમાં સ્ત્રીની થાશે હાણ, ઘેર સુલોચના તજશે પ્રાણ;
એવું કહી મનડામાં બળે, ત્યાં જક્ષણી તે સામી મળે.
કુંવરે તેણીને કહી ગુજ, કોલ દીધો છે મારે ભુજ;
આ દુઃખથી બીજું શું લહું, સ્ત્રીનું દુઃખ જાયે નહિ કહ્યું.
નવ ખાયે, નવી પીએ નીર, તે દુઃખ સાલે મુજ શરીર;
જક્ષણીએ ઉપાય જ કર્યો, રોગ રાણીના તનનો હર્યો.
ત્રણ દિવસે ભોજન ત્યાં કર્યું, ભૂપતિનું મન હરખે ભર્યું;
વળતી ત્યાંથી થયા વિદાય, ચંપકપુરની વાટે જાય.
નગરલોક સૌ કરે ઉચાટ, પુષ્પસેનની દેખે વાટ;
વર્ષ થવાનાં પૂરાં બાર, તેમાં છે ઓછા દિન ચાર.

( દોહરા )

નેનકમળની દીકરી, સુલોચના જે નાર;
વેગે ચાલી સાસરે, સૌને કર્યો જુહાર.

સસરા, આપો આજ્ઞા, પાડું મુજ શરીર;
વરસ બાર વીતી ગયાં, ના'વ્યો નણદી વીર.
સાસુને સાચું કહ્યું, પાડું મારો દેહ;
વાટ જોઈ નવ આવિયો, સાસુજાયો જેહ.
કોલ દીધો તો કર વિષે, તે મિથ્યા થઈ વાત;
તન ન તજું જો માહરું, લાજે મારો તાત.
એવું મન નવ લાવીએ, કહે સાસુ તે વાર;
બાર વરસમાં તો હજી, છે ઓછા દિન ચાર.
ઘડી એકમાં શું નીપજે, સાહ્ય કરે ભગવાન;
વહુને વારી રાખિયાં, કથન સુણાવી કાન.

( ચોપાઈ )

સમજાવીને રાખી નાર, ગયા પછી દુઃખના દિન ચાર;
બીજે દિવસે પડી જ્યાં રાત, પુષ્પક આવ્યો સેના સાથ.
નગર વિષે આવીને અડે, નિશાન વાગે ને ગડગડે;
વધામણી ત્યાં દશ દિશ જાય, વધામણી વધામણિયા ખાય.
ચંપક નૃપ બેઠો જે ઠાર, આવી ભાટ બોલ્યો તે વાર;
રાજકુંવર આવ્યા પુર બાર, સુણતાં હરખ્યો રાય અપાર.

( દોહરા )

આસનથી નૃપ ઊઠિયો, હરખ ન હૈયે માય;
પડો વજડાવ્યો પુર વિષે, રાજા સામો જાય.
આગળ મા પુષ્પાવતી, સાહેલી સેં ચાર;
પાછળથી સુલોચના, વિચરી તેણી વાર.
તે પાછળ પૃથ્વીપતિ, સેના અપરંપાર;
તે પાછળ વેવારિયો, સસરો જે નિરધાર.

સહુ આગળથી પરવર્યો, ગુણસાગરનો તન;
તે જઈ પુષ્પકને મળ્યો, માન્યું એનું મન.
માતપિતા જઈને મળ્યાં, પુત્ર પ્રણમિયો પાય;
વચન હતું મુજ તાતનું, પાળ્યું તમો પસાય.
સ્રીને મળિયા સાનમાં, પોતી મનની આશ;
સાસુને ચેળો થયો, હર્ખ્યાં દાસીદાસ,
સસરા કેરા હાથમાં, સુવર્ણ કેરી થાળ;
સોનાપુષ્પ વધાવિયાં, ઉરમાં આણી વહાલ.
બાથ લીડીને ભેટિયાં, નર સહુ આણી નેહ;
શીતળ મન સહુનાં થયાં, અમૃત વૂઠ્યા મેહ.
સુંદર મહેલ સોહામણો, જેતાં પોત્યા કોડ;
પદ્માવતી ઉતારિયાં, સુલોચનાની જોડ.
સાસુને પાયે નમી, પદ્માવતી તજી ગર્વ;
વહુવર પુત્ર ઘણા હજો, સુખમાં રહેજો સર્વ.
પદ્માવતીના મહેલમાં, સુલોચના પછી જાય;
આદર કીધો અતિ ઘણો, આપ્યા બહુ પસાય.
પદ્માવતી પછી બોલિયાં, સાંભળ બેન સુજાણ;
વાતો કરો વિનોદની, બોલી અમૃતવાણ.
મારો તાત વેવારિયો, તમો તણો રાજન;
તમને ઓચરવું ઘટે, બોલો પ્રથમ વચન.

પ્રશ્ન :

એક નારી આ વિશ્વમાં, પાડે સહુને ત્રાસ;
આઠ માસ છાની રહે, મા'લે ચારે માસ.

ઉત્તર :

સહિયર મારી સુલક્ષણી, તને હજો કલ્યાણ;
પદ્માવતી કહે પૂછિયું, ટાઢ તેહ તું જાણ.

પ્રશ્ન :

એક નારી સંસારમાં, રાય રંક ઘેર જાય;
જે ઉપર કરુણા કરે, મૃતક તુલ્ય તે થાય.

ઉત્તર :

સુલોચના કહે ધન્ય તું, કોઈ ના તુજ તોલ;
નિદ્રા તેનું નામ છે, બોલી તું જે બોલ.

પ્રશ્ન :

નારી એક નવખંડમાં, લાગે સહુને અંગ;
સબળાને નિર્બળ કરે, કરે રંગનો ભંગ.

ઉત્તર :

સુલોચના કહે સત કહું, દિલે ન ધરશો દુઃખ;
શામા જે સમશા કહી, ભૂંડી તે તો ભૂખ.

( ચોપાઈ )

માંહોમાંહી વાતો કરે, ચતુરાઈ શું મનડું હરે;
મારા સમ નિત્યે આવજો, કામકાજ રૂડું કહાવજો.
પદ્મા કહે પ્રથમથી વર્યાં, માટે મુજથી મોટાં કર્યાં;
શિખ માગીને થયાં વિદાય, મહાહરખથી મહોલે જાય.
નારી બે રહે પિયુની પાસ, કપટ નહિ મનમાંહી ઉલ્લાસ;
રોજ મળી બે બેનો રમે, ભેળી બેસી ભોજન જમે.
સાથે બેસી તાત ને તન, પ્રીતે શું કીધું ભોજન;
પાન સોપારી ચર્વણ કર્યાં, આપ આપ મોલે પરવર્યાં.

( દોહરા )

શામળ ભટ કહે વર્ણવ્યું, પુષ્પકનું આખ્યાન;
ભણે ગણે ને સાંભળે, કૃપા કરે ભગવાન.

સત્યવાદી સતિયો તણો, ગાય સુણો મહિમાય;
વિજોગ ભાગે તેહનો, આશા પૂરણ થાય.
ખોડ ન દેશો મુજને, સર્વ કવિનો રાંક;
જાણ અજાણે મેં કહ્યું, ક્ષમા કરો મુજ વાંક
પ્રચંડ બુદ્ધિ ચાતુરી, સાહસિક સુખ ધામ;
સમસ્યા, ચોપાઈ, દોહરા, કીધ પરમારથ કામ.
સંવત સતર ચુંવોતરે, માહ શુકલ પક્ષ સાર;
કહી કથા દિન પાંચમે, મળતો મંગળવાર.



'સસ્તું' સાહિત્ય એટલે ભાવમાં ઊંચું' સાહિત્ય'

# કેટલાક ધાર્મિક ગ્રંથો

## ધર્મકથા–પ્રાર્થના

| | |
|---|---|
| ચંડીપાઠ ... ... | ૧–૨૫ |
| શ્રી સત્યનારાયણની કથા | ૦–૭૫ |
| પુરુષોત્તમમાસમાહાત્મ્ય | ૨–૫૦ |
| નિત્યપાઠ | ૦–૭૫ |
| શ્રીએકાદશીમાહાત્મ્ય | ૧–૫૦ |
| સંતોની અનુભવ–વાણી | ૧–૫૦ |
| જપ અને નામસ્મરણ | ૧–૨૫ |
| રામકૃષ્ણ વાર્તાલાપ (પુ.૧લું) | ૨–૫૦ |
| ,, ,, (પુ. ૨જું) | ૨–૦ |
| તુકારામગાથા ૧–૨ | ૬–૦ |
| ધર્મજ્યોતિ | ૧–૫૦ |
| ઉપદેશસારસંગ્રહ | ૧–૫૦ |
| આપણો ધર્મ | ૨–૦ |
| સંતગુરુનો પરિચય | ૨–૦ |
| શ્રીસુબોધરત્નાકર | ૧–૫૦ |
| સદ્‌બોધસરિતા ... | ૧–૫૦ |
| સુબોધ કથાસાગર ... | ૨–૦ |
| સંતની વાતો ... | ૧–૫૦ |
| ધર્મકથાઓ | ૧–૫૦ |
| સુબોધક કથાવાર્તાઓ | ૧–૫૦ |
| બોધક વાર્તાઓ | ૧–૫૦ |
| સંતોની ફૂલવાડી | ૦–૫૦ |
| ઈશ્વરપ્રાર્થનામાળા ... | ૩–૦ |
| નારાયણકવચ | ૦–૫૦ |
| શ્રીવિષ્ણુસહસ્રનામ ... | ૦–૨૫ |
| ભીષ્મસ્તવરાજ ... | ૦–૧૫ |
| હનુમાનચાલીસા ... | ૦–૦૬ |
| ગજેન્દ્રમોક્ષ ... | ૦–૩૭ |
| ભગવત્પ્રસાદ ... | ૦–૨૫ |
| કંઠાભરણમ્ ... | ૦–૨૫ |
| પ્રાતઃ અને સાયંકાળની પ્રાર્થનાઓ ... | ૦–૩૭ |
| ગંગામાતા ... | ૦–૩૭ |
| મેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ | ૦–૨૫ |
| જેસલ–તોરલ તથા જાલંધર–ગોપીચંદ | ૦–૨૫ |
| તંત્રની સાધના | ૦–૨૫ |
| શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ (ભાગ ૧) | ૦–૫૦ |

# જીવનચરિત્રો

પિતામહ ભીષ્મ ... ૧-૦
ભારતના વીર પુરુષો ૨-૫૦
શિવાજી છત્રપતિ ... ૧-૨૫
અકબર ... ... ૧-૦
જોન ઑફ આર્ક ... ૦-૭૫
બેન્જામિન ફ્રેંકલિન ... ૧-૨૫
બુકર ટી. વૉશિંગ્ટન ૧-૫૦
મહર્ષિ દયાનંદ ... ૧-૫૦
હંસ મહારાજ ... ૨-૫૦
સ્વામી ભાસ્કરાનંદ ... ૧-૨૫
સ્વામી સહજાનંદ ... ૧-૫૦
સંત તુકારામ ... ૩-૦
સ્વામી બ્રહ્માનંદ ને શિવાનંદ ૧-૩૭
આખ્યાનમાળા
(ભાગ ૧લો) ૩-૦
મહર્ષિ દધીચિ અને બીજાં
બે આખ્યાનો ... ૦-૫૦
ભક્તચરિત્ર ... ... ૨-૦
સ્વામીશ્રી નિત્યાનંદ ... ૦-૫૦
આદર્શ ચરિત્રસંગ્રહ (૨) ૩-૦
યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય ... ૦-૫૦
શ્રી રામચંદ્ર દત્ત અને
નાગમહાશય ... ૧-૦

મહાત્મા દાદૂ દયાળ ... ૦-૫૦
સોરઠી સ્રીસંતો ... ૧-૨૫

*

ગૌતમ બુદ્ધ ... ૧-૫૦
શ્રીમત્ શંકરાચાર્ય ... ૦-૭૫
મહાત્મા ટૉલ્સ્ટૉય ... ૧-૨૫
મીરાંદાસી જનમ જનમકી ૦-૭૫
સ્થલચિત્રો ... ૧-૦
વ્યક્તિ-ચિત્રો ... ૧-૫૦

*

દેવર્ષિ નારદ ... ૦-૩૧
સંત જ્ઞાનેશ્વર અને મહાત્મા
એકનાથ ... ૦-૩૭
ભક્ત પીપાજી ... ૦-૩૭
બાળકોના વિવેકાનંદ ૦-૨૫
સંતશિરોમણિ નામદેવ ૦-૫૦
વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્ર ૦-૨૫
સંત મૂળદાસ ... ૦-૩૭
ગુજરાતના ભક્તો ... ૦-૭૫
ગોસ્વામી તુલસીદાસ... ૦-૩૭
નાનભટ્ટ બાપા ... ૦-૨૫
શ્રીશુકદેવજી ... ૦-૩૫
જડભરત ... ... ૦-૧૯
ભક્ત પ્રહ્લાદ ... ૦-૩૭
દત્તાત્રેય (અવધૂત)... ૦-૨૫

| | | | |
|---|---|---|---|
| સ્વામી રામતીર્થ ... | ૦–૨૫ | નાનક ... ... | ૦–૩૭ |
| શ્રીરામકૃષ્ણ પરમહંસ | ૦–૩૭ | ભક્ત રોહીદાસજી ... | ૦–૧૯ |
| શ્રી તૈલંગસ્વામી | ૦–૨૫ | શ્રીરામકૃષ્ણ પરમહંસ– સંક્ષિપ્ત જીવન ... | ૦–૨૫ |
| મહાત્મા મસ્તરામજી... | ૦–૩૭ | | |
| કબીરસાહેબ ... | ૦–૩૭ | સુદામાચરિત્ર (કાવ્ય) | ૦–૧૯ |

## સ્ત્રી–ઉપયોગી

| | | | |
|---|---|---|---|
| કન્યાવાચનમાળા ... | ૨–૦ | બાળક ... ... | ૧–૨૫ |
| ભારતનાં સ્ત્રીરત્નો ... | ૩–૦ | ગૃહજીવનની કલા ... | ૦–૭૫ |
| મહાસતી વૃંદા ... | ૧–૦ | ગૃહજીવનનાં દશ્યો | ૦–૭૫ |
| ઓખાહરણ ... | ૦–૬૨ | જીવનની કલા ... | ૦–૭૫ |
| નળાખ્યાન... ... | ૧–૦ | રાખની ઢગલી ... | ૦–૭૫ |
| ગૃહિણી ... ... | ૧–૦ | | |
| વિદ્યાર્થી બહેનોને ... | ૦–૫૦ | * | |
| સુખી જીવનની પગદંડી (અથવા ગૃહજીવનનું માંગલ્ય) | ૧–૫૦ | સતી સાવિત્રી ... | ૦–૨૫ |
| સદાચારને પગલે (અથવા શિષ્ટાચાર) | ૧–૨૫ | તરંગલોલા ... | ૦–૩૭ |
| | | વીર બાળાઓ ... | ૦–૩૧ |
| કલ્યાણમયી ... ... | ૧–૫૦ | એક હતાં શેઠાણી ... | ૦–૫૦ |
| પાકશાસ્ત્ર ... ... | ૧–૭૫ | દયાળુ માતા ... ... | ૦–૨૫ |
| શકુંતલા ... ... | ૦–૬૨ | સદ્‌ગુણી પુત્રી ... | ૦–૩૭ |
| * | | | |

## પ્રકીર્ણ ગ્રંથો

| | | | |
|---|---|---|---|
| મહાભારતમંજરી ... | ૪–૦ | સાહિત્ય પ્રારંભિકા ... | ૧–૨૫ |
| પાઘડીનો વળ છેડે ... | ૧–૫૦ | સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર | ૩–૦ |
| શુભસંગ્રહ (ભા. ૨, ૯) | ૬–૦ | | |
| સ્વામીઅખંડાનંદજીના પત્રો | ૧–૨૫ | હિંદુસ્થાની સંગીત ... | ૬–૫૦ |
| સાહિત્ય પ્રવેશિકા ... | ૨–૫૦ | ભારતીય શિલ્પકળા .. | ૦–૩૭ |






## આરોગ્ય અને વૈદક

| | |
|---|---|
| ભાવપ્રકાશ ભા. ૧–૨ | ૨૦–૦ |
| ભાવપ્રકાશ–નિઘંટુ | ૫–૦ |
| શાર્ઙ્ગધરસંહિતા ... | ૬–૦ |
| સુશ્રુત આયુર્વેદ (બે ગ્રંથ) | ૧૫–૦ |
| અષ્ટાંગહૃદય–વાગ્ભટ | ૧૨–૦ |
| આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદરાજ | ૬–૫૦ |
| આયુર્વેદ યોગશતક ... | ૦–૭૫ |
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન | ૦–૭૫ |
| ઘરઘરનો વૈદ્ય ... | ૧–૫૦ |
| ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો ... ... | ૦–૬૨ |
| અકસ્માતના તાત્કાલિક ઉપાય ... | ૦–૭૫ |

*

| | |
|---|---|
| આરોગ્યની બારમાસી | ૧–૫૦ |

*

| | |
|---|---|
| માંદગીમાં ઉપવાસ ... | ૦–૩૭ |
| પાક–ઔષધિ ... | ૦–૩૭ |
| પ્રકીર્ણ ઔષધિ ... | ૦–૩૧ |
| ક્વાથ–ઔષધિ ... | ૦–૩૭ |
| ચૂર્ણ–ઔષધિ ... | ૦–૨૫ |
| બાલબોધોદય ... | ૦–૩૭ |
| જીવનચર્યા ... ... | ૦–૩૭ |
| ખોરાકમાં ઝેર ... | ૦–૨૫ |
| હરડે (અને તેનો ઉપયોગ) | ૦–૩૭ |
| રસતંત્રસાર અને સિદ્ધ-પ્રયોગસંગ્રહ ભા. ૧ | ૧૦–૦ |
| ,, ,, ભાગ ૨ | ૮–૦ |

## લોકસાહિત્ય

| | |
|---|---|
| કહેવતસંગ્રહ ... | ૪–૦ |
| કાઠિયાવાડની દંતકથાઓ | ૩–૦ |
| ગુજરાતનાં લોકગીતો | ૧–૨૫ |
| બત્રીસ પૂતળીની વાતો | ૨–૫૦ |
| મડાપચીસીની વાતો | ૧–૫૦ |
| પાંચ લોકકથાઓ ... | ૧–૫૦ |
| સોરઠી દોહાસંગ્રહ ... | ૦–૭૫ |
| લોકસાહિત્યનાં રહસ્યો | ૦–૨૫ |
| મદન–મોહના... ... | ૦–૨૫ |
| સુંદર કામદારની વાર્તા | ૦–૭૫ |
| ગજરામારુ ... | ૦–૬૨ |
| નંદબત્રીસી ... | ૦–૩૧ |
| ધીરામારુની વાર્તા ... | ૦–૩૭ |
| ઢોલામારુ ... | ૦–૩૭ |

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર પાસે, અમદાવાદ ને પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨